# ભૂગોળ.

## (ગુજરાતી ત્રીજા ધોરણ માટે.)

[ આવૃત્તિ ૨ જી. ]

પ્રકાશક:

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,

બુકસેલર્સ, એન્ડ પબ્લીશર્સ, મુંબાઇ.



લખનાર.

કે. ગ. અંજારિયા, એમ. એ., એલ. એલ. બી.

મૂલ્ય. રૂ. ૦-૬-૦.    પ્રતિ ૫૦૦૦.

---

૧૯૧૯.

એન. એમ. ત્રિપાઠી એન્ડ કુંપની. મુંબાઈ.

---

નામદાર મુંબઈ તથા ગાયકવાડ સરકારનાં કેળવણી ખાતાંએ
તથા મ્યુનિસિપાલ સ્કુલ્સ કમિટિએ લાઇબ્રેરી તથા
ઇનામ માટે મંજુર કરેલી,

# તન—સુખ માળા.

રચનાર:—રૂસ્તમજી પેસ્તનજી મસાની, એમ. એ.

આ પુસ્તકમાં જીવનને લગતા મુખ્ય વિષયો હાથ ધરીને દરરોજ ઉપયોગમાં લઈ શકાય એવી જોઇતી સમજણુ તથા સલાહ વાર્તારૂપે, બહુ સેહેલી રીતે, ચિત્રો સાથે આપવામાં આવી છે.

આ સંવાદમાં દર્દી તદન નાઉમેદ બની ગયો છે અને મોતના ત્રાસદાયક ખ્યાલથી શોકાતુર થઇ ગયો છે પણુ તબીબની શીખામણથી તેની હાલતમાં સુધારો થાય છે.

કિમ્મત માત્ર આના ૧૦. વે. પે. તથા પોસ્ટેજ સાથે રૂ. ૦-૧૨-૦.

---

# ભૂગોલ વિદ્યાનાં મૂળતત્ત્વો.

મુંબઈ બેટ, મુંબઈ ઇલાકો, હિન્દુસ્તાન તથા
એશિયા ખંડનું વર્ણન.

ગુજરાતી નિશાળોના વિદ્યાર્થીઓને માટે.
સુધારા વધારા સાથે.

---

# વ્યાકરણ.

ગુજરાતી વ્યાકરણુ કરતી વખતે ધ્યાનમાં રાખવા જોગ નિયમો
( તેની સાથે પદચ્છેદના થોડા નમુના. )

ગુજરાતી ત્રીજા તથા ચોથા ધોરણ માટે.

રચનાર

હોરમસજી ખ. ધાબર.

# ભૂગોળ

## મુંબઈના ત્રીજા ધોરણ માટે.

લખનાર


**હિમ્મતલાલ ગણેશજી અંજારિયા.**

એમ. એ. એલ એલ. બી.

ગોંડળના વાર્તારૂપ ઇતિહાસના લખનાર, કાવ્યમાધુર્ય તથા
સંગીત મંજરીના સંપાદક.


જનો દેશ દેશો તણા ત્યાં ફરે છે,
જુદી વાણી ને વેશ જુદા ધરે છે;
દીસે જાણિયે ઈશ્વરે ધારી લીધું,
જનોનું ભલું સંગ્રહસ્થાન કીધું.

**કવિ દલપતરામ.**


—પ્રકાશક—

**મેશર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કમ્પની,**

પ્રીન્સેસ સ્ટ્રીટ—કાલકાદેવી રોડ—**મુંબઈ.**





ધી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.

ખાડીઆ—**અમદાવાદ.**

**સંવત ૧૯૭૫.** **ઇસ્વી સન ૧૯૧૯.**

આવૃત્તિ બીજી પ્રત ૫૦૦૦

**કિમ્મત આના ૭.**

# ઉપકાર સ્વીકાર.

આ ગ્રંથિકામાં જે કાંઇ ઉપયોગી હોય અને તેનું સ્વરૂપ કાંઇ પણ સંપૂર્ણ હોય તો તેમ હોવાનું માન મુંબઈના જાણીતા શિક્ષણ-શાસ્ત્રી શેઠ જાલભાઇ દોરાબજી ભરડા બી. એ. એઓ સાહેબને છે. તેઓ સાહેબે પોતાનો કેટલોક વખત રોકી જે જે સૂચનાઓ મને આપી છે, તેને માટે તેઓ સાહેબનો જાહેર રીતે ઉપકાર ન સ્વીકારૂં, તો અમુક ફરજ ન બજાવ્યાનો અસંતોષ મને રહી જાય. મી૦ ભરડાને જે કોઇ ઓળખતા હશે, તે સમજી શકશે કે આથી વધારે લખવું એ એમનાં વિનીત હૃદયને અરૂચતું છે, એટલે આ પ્રમાણે મિતાક્ષરી સ્વીકાર કરીનેજ સંતોષ માનવો પડે છે.

હિમ્મતલાલ ગણેશજી અંજારિયા,

# ભૂગોળ શીખવનારને માટે સૂચના.

ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓ સરળતાથી અને રસથી વાંચી શકે તેવા મુંબઈની ભૂગોળનાં સ્વ. જીવાભાઈ અમીચંદનાં પુસ્તક ઉપરાંત બીજું એકે પુસ્તક ગુજરાતી ભાષામાં હોય એમ જાણવામાં નથી; શિક્ષકને માર્ગદર્શક થાય તેવું પણ નથી. એ સ્થિતિને લીધે ત્રીજા ધોરણમાં ભૂગોળનું શિક્ષણ અને ભૂગોળનું જ્ઞાન સંતોષ ના આપે એ સ્વાભાવિક છે.

એ ખરૂં છે કે પુસ્તકો વધવાથી શિક્ષણ સુધરી જતું નથી. શિક્ષણનો આધાર પુસ્તકો ઉપર નહિં, પણ શિક્ષકો ઉપર છે. પરંતુ જે વિષયમાં શિક્ષકોને માર્ગદર્શક, પદ્ધતિસૂચક, અને વિગતજ્ઞાપક પુસ્તકોજ ન મળે, તે વિષયમાં તો શિક્ષકોનો દોષ કેમ જ કાઢી શકાય ?

ભૂગોળ વિદ્યાની કોઈ પણ ચોપડીમાં જોવામાં ન આવે એવી કેટલીક હકીકત આ ગ્રંથિકામાં શિક્ષકના વાંચવામાં આવશે. તેનો ખુલાસો એટલોજ છે કે નિશાળમાં ચાલતો દરેકે દરેક વિષય જીંદગીમાં ઉપયોગી અને માર્ગ-દર્શક થઈ પડે તેવો હોવો જોઈએ. ભૂગોળનું શિક્ષણ નામાવલિ મોઢે કરાવવાથી સંપૂર્ણ થતું નથી. નાનાં છોકરાંને જીવનમાં રસ પડે, બહારની દુનિયામાં કેમ રહેવું એ ખબર પડે, જાણવા જેવી વસ્તુઓ માટે તેમની ઉત્કંઠા જાગ્રત બને અને જગતમાં જાણવા, શીખવા, અને માણવાનું બહુ છે તેવું ભાન તેઓને થાય, ત્યારેજ દરેક વિષયની સાર્થકતા કહેવાય. આવી સાર્થકતા ભૂગોળનું શિક્ષણ કેમ મેળવી શકે એ બતાવવાનો હેતુ લક્ષમાં રાખવામાં આવશે તો દાખલ કરેલ હકીકતની જરૂરીઆત સમજાશે એમ આશા રાખવામાં આવે છે.

આ ગ્રંથિકા શિક્ષકો માટે નથી. તેમને માટે તો એક જુદુંજ પુસ્તક 'ભૂગોળના પદાર્થ પાઠો' (ભૂગોળ કેમ શીખવવી એ બતાવનાર સૂચક અને દર્શનરૂપ પાઠો) આ લેખકે લખી રાખ્યું છે. અનુકૂળતા મળેથી તે બહાર પાડવામાં આવશે, પણ દરમ્યાન જો કોઈ શિક્ષકને તે જોવાની ઈચ્છા થશે તો રૂબરૂ મળવાથી યોગ્ય બંદોબસ્ત કરી શકાશે.

શિક્ષકો માટે બધી સૂચના ઉક્ત પુસ્તકમાં છે—છતાં પણ આંહિ એકાદ બે આપવાની જરૂર જણાય છે.

૧ પુસ્તકમાં આપેલી હકીકત પોપટ પેઠે મોઢે બોલી જાય એટલે શિક્ષણ મળી ગયું એમ સમજવાની ભૂલ ઘણાખરા શિક્ષક કરે છે. એકે વિષયમાં તેવું જ્ઞાન ખરૂં જ્ઞાન ગણાતું નથી–ભૂગોળમાં તો નહિંજ. માટે આ ગ્રંથિકામાં આપેલા શબ્દો મોઢે કરાવવાનું ખોટું પગલું કદી ભરતા નહિં.

૨ પુસ્તક તો સ્મૃતિને મદદ રૂપ થાય એટલા માટે છે. પહેલી વખત શીખવતી વખતે કે નવું જ્ઞાન આપતી વખતે પુસ્તકના ઉપયોગની જરૂર નથી. જે શીખવવું હોય તેની વાત પહેલાં કહેવી–બને તો તો તે તે વસ્તુ કે જગા પ્રત્યક્ષ બતાવવીજ જોઇએ અને તેમ કર્યા પછી, વિષય બરાબર પાકો સમજી જવાય અને તૈયાર થઇ જાય ત્યાર પછીજ, પુસ્તકનું વાંચન શરૂ કરવું.

૩ ભૂગોળમાં સ્થાન કે સ્થળનું એકે નામ, તેની સાથે કાંઇ પણ સંબંધ જોડયા વિના દેવુંજ નહિં. તે સ્થળ કે સ્થાનની સાથે કાંઇ પણ હકીકત, કે બનાવ, કે માણસનો સંબંધ, કે તેવું કાંઇ જોડી દઇનેજ છોકરાંઓને તે નામ આપવું.

૪ નકશાનો ઉપયોગ બને તેટલો વધારે કરો, પણ પહેલાં નકશાની સમજ બરાબર આપવાનું ધ્યાનમાં રાખવું. ભૂગોળના દરેક પાઠને વખતે નકશો પાસેજ રાખવો.

૫ છોકરાં સંચા નથી, બોલતાં વાજાં નથી, પણ જીવન ચેતનવાળાં ભવિષ્યનાં મહાજનો છે એ ધ્યાનમાં રાખો. તેમની બુદ્ધિને **વિકસાવવાનું** તમારૂં કામ છે, તેમની બુદ્ધિને અમુક વાતો મોઢે કરાવી તેમાંજ રોકી રાખી, કુંઠિત **અને મર્યાદિત કરવાનું નહિં**. આ વસ્તુસ્થિતિ સમજવાની તાકાત આપણા શિક્ષકોમાં વધતી જાય તેવાં પગલાં તમે પોતેજ લેતા થાઓ.

નકશામાં છુટક છુટક હકીકત કારણસરજ આપી છે. જુદા જુદા નકશા દ્વારા સબંધ કામ કરાવવું એ શિક્ષકે ધ્યાનમાં રાખવાનું છે.

હિ. ગ. અંજારિયા.

# ધોરણ બીજા માટે.

## પ્રકરણ ૧ લું.

### ગામ—શહેર, ભૂગોળ.

માણસો પોતાને રહેવા માટે ઘર બાંધે છે. જ્યાં જગા પુષ્કળ હોય અને રહેનારા થોડા હોય, ત્યાં ઘર છુટાં છુટાં બાંધી શકાય છે. ગામડાંમાં એવી રીતે હોય છે. જ્યાં નાનાં, છુટાં છુટાં ઘરો હોય. વસ્તી થોડી હોય, એટલે દુકાનો પણ થોડી હોય, રસ્તા પણ નાના, સાંકડા, કુદરતી હોય તેવાજ હોય; આવું જ્યાં હોય તેને ગામ અથવા બહુ નાનું હોય તો ગામડું કહે. ગામડાંના કરતાં મોટું ગામ, અને ગામના કરતાં મોટું હોય તેને શહેર કહે.

શહેરમાં વસ્તી ઘણી હોય અને થોડી જગામાં ઘણાને રહેવાનું હોય એટલે હારબંધ ઘરો હોય. દુકાનો પણ ઘણી હોય, અને ઘણીખરી બધી એક જગાએ હોય. જ્યાં ઘણી દુકાનો હોય અને માલ વેચાતો હોય તેને બજાર કહે છે. મોટાં શહેરોમાં તો બજારો પણ ઘણી હોય છે.

શહેરમાં રસ્તા પહોળા, મોટા, અને ટાચ વગેરે નાંખી તૈયાર કરેલા હોય,—તેને બાંધેલા રસ્તા કહે છે. ( ટાચ=પત્થરની કટકીઓ )

જુનાં શહેરમાં ' પોળો ' હોય છે; એક લાંબી શેરીમાં પાસે પાસે ઘણાં ઘર હોય, અને તે બધાંમાં જવાનો રસ્તો હોય; તેને નાકે દરવાજો હોય; તે દરવાજા પાસે આગળના વખતમાં ' પોળીયા ' રહેતા, જે પોળની દેખરેખ રાખતા અને રાત્રે ચોકી પહેરો પણ ભરતા. નવાં શહેરોમાં 'માળાઓ' બંધાય છે. માળામાં પડખે પડખે ઓરડા ઓરડીઓ હોય છે, તેમાં જૂદાં જૂદાં કુટુંબો રહે છે.

આવાં ગામ અને શહેર ઘણાં છે. તે બધાં જમીન ઉપર છે. પાણી ઉપર કાંઇ ઘર બંધાય નહિં. જમીન તો તમે જોઇ છે, અને પાણી પણ બધા રોજ વાપરીએ છીએ. નદી કે તળાવ કે કુવા કે નળમાંથી પાણી

આવે છે. પણ તે બધા કરતાં પણ પાણીનો મોટો ભંડાર જોયો છે? લાંબોજ લાંબો પાણીનો વિસ્તાર હોય, નાનાં નાનાં મોજાં તો હરઘડી આવજા કરીજ રહ્યાં હોય, મધુરૂં મીઠું કેમ જાણે ગાયન થતું હોય તેવા અવાજ દિવસ રાત કરીજ રહ્યો હોય, અને કોઇ કોઇ વાર તો મોટાં મોટાં મોજાં ઉછાળી તોફાન અને શોર બકોર મચાવી મૂકતો હોય—તેવો પાણીનો ભંડાર-દરિયો—તમે જોયો છે કે?

જમીન અને દરિયો એ બંને ત્યારે તમે જાણો છો. આપણે રહીએ છીએ એ પૃથ્વીમાં જમીન પણ ઘણી છે, અને દરિયો તેથી પણ ઘણો વધારે છે. પણ તે જમીન ક્યાં ક્યાં છે, ગામો-શહેરો-કેવાં છે, તેમાં કેવા કેવા લોકો રહે છે, તે તમે જાણો છો? તે બધું શીખવાનું તમને મન ન થાય? તેમજ દરિયા પણ કેવા કેવા હશે, તે પણ જાણવાનું નહિં ગમે? આ બધું શીખવું તેનું નામ 'ભૂગોળ' શીખવી. ભૂ એટલે પૃથ્વી, પૃથ્વી ગોળ છે, તમે દડાથી રમો છો તેવા દડા જેવી!

દડાનું ચિત્ર તમને પાડતાં આવડે છે? કદી તેવું ચિત્ર જોયું છે? જેવું દડાનું ચિત્ર હોય તેવુંજ દડા જેવી પૃથ્વીનું પણ ચિત્ર પડે. જુઓ સામે પાના પર તેનું ચિત્ર. એક એક પાસનું, અને બીજું બીજી પાસનું બીજાં પાનાં પર, બંને આપ્યાં છે. એ નાનાં છે. તેનાં મોટાં ચિત્રો નિશાળમાં દિવાલ પર લટકાવેલાં જોયાં છે?

આ પૃથ્વી જે ગોળ છે તે ગોળાનું-પૃથ્વીનો બીજો શબ્દ ભૂ છે-એટલે ભૂના ગોળાનું જ્ઞાન 'ભૂગોળ' શીખવાથી મળે છે. ભૂના ગોળા વિષે જેમાં હકીકત લખી હોય તે ચોપડી ભૂગોળની ચોપડી કહેવાય; ભૂગોળ વિષે જે વિદ્યા તે "ભૂગોળ વિદ્યા"

પ્રશ્ન.

૧ ભૂ એટલે શું?
૨ ભૂગોળની ચોપડીમાં શું શું લખ્યું હોય?
૩ તમે ગામ જોયાં હોય તેનાં નામ આપો.
૪ કોઇ શહેર જોયું છે? કેટલાં? ક્યાં ક્યાં?
૫ ગામમાં અને શહેરમાં તમને તફાવત કાંઇ જણાયો છે?
૬ ભૂગોળ વિદ્યા શીખીએ તો શો લાભ થાય?




## પ્રકરણ ૨ જું.

### દિશાઓ–ખૂણાઓ.

ગામ, શહેર, પૃથ્વીના ભાગ વગેરેનું જ્ઞાન અહિં બેઠાં આપણને મળી શકે એ કેવું સારૂં ! આપણા બધાથી કાંઇ આખી પૃથ્વી ફરી શકાય ? પણ ભૂગોળ વાંચીએ તો અહિં બેઠાં બધું જાણવામાં આવે.

તેવું જ્ઞાન મેળવવા માટે પહેલાં તો આપણે ‘દિશાઓ’ જાણવી જોઇએ. કયું ગામ ક્યાં છે તે ભાન દિશા જાણ્યા વગર બરાબર થાય નહિં, દિશાઓ ચાર છે.




જે દિશામાં સૂરજ ઉગે છે તેને 'પૂર્વ' દિશા કહે છે.

જેમાં તે આથમે છે તેને 'પશ્ચિમ' દિશા કહે છે.

પૂર્વ તરફ મ્હોં રાખી ઉભા રહીએ તો જમણા હાથ તરફ છે તે 'દક્ષિણ' દિશા. અને ડાબા હાથ તરફ છે તે 'ઉત્તર' દિશા.

આ ચાર દિશાઓ છે. બબ્બે દિશાની વચમાં જે ખૂણા છે તેને પણ નામ આપવામાં આવ્યાં છે.

પૂર્વ અને દક્ષિણના વચ્ચેનો દક્ષિણ-પૂર્વ (અગ્નિ) ખૂણો.

દક્ષિણ અને પશ્ચિમની વચ્ચેનો દક્ષિણ-**પશ્ચિમ** (**નૈર્ઋત્ય**) ખૂણો.

પશ્ચિમ અને ઉત્તરની વચ્ચેનો **ઉત્તર-પશ્ચિમ** (વાયવ્ય) ખૂણો.

ઉત્તર અને પૂર્વની વચ્ચેનો ઉત્તર-**પૂર્વ** (ઈશાન) ખૂણો.




જુઓ, ઉપર દિશા અને ખૂણાઓ લીટીઓથી ચિત્ર કાઢી બતાવ્યા છે. રિવાજ એવો રખાય છે કે ઉત્તર દિશા હમ્મેશાં ઉપર બતાવાય. જ્યાં જ્યાં નકશાઓ હોય ત્યાં બધે એક સરખુંજ ધોરણ છે. ઉપર—એટલે નકશો ટીંગાડીએ તો ઉપર જે દિશા રહે તે–ઉત્તર. ચોપડીઓમાં પણ નકશા એમજ કઢાય. ઉપર રાખી છે તે ઉત્તર દિશા છે, એ જોઇ શકશો.

# પ્રકરણ ૩ જું.

## નિશાળનો નકશો.

છોકરાંઓ, તમને પહેલાં પૃથ્વીનું ચિત્ર બતાવ્યું છે, તે યાદ છે? તેવાં ચિત્રને ચિત્ર નથી કહેતા, તેને તો નકશો કહે.

ભૂગોળ વિદ્યામાં નકશાની મદદ જોઇએ જ. નકશો કેમ કાઢવો—એ તમારે જાણવું જોઇએ. નકશામાં ઉત્તર દિશા હમ્મેશાં ઉપર રખાય એ તો તમને કહ્યું છે.

આ ચોપડીમાં આપેલા બધા નકશાઓ જુઓ. તે તે દેશનો આકાર કેવો હશે, એ તે ઉપરથી તમને જણાશે. તેવા નકશા કેમ પાડેલા હશે તે જાણવા માટે આપણે નિશાળના નકશાથી શરૂ કરીશું.

આપણી નિશાળનો નકશો કાઢવો હશે તો શું કરશો? પહેલાં એક ઓરડાનોજ કાઢો. સ્લેટમાં પહેલાં તો દિશાઓ લખો. પછી ઓરડાનું માપ લ્યો. એવડી મોટી લીટીઓ સ્લેટમાં કાંઈ માય નહિં, માટે પ્રમાણ સાચવી શકાય તેવું સ્કેલ લ્યો, અને સ્કેલ પ્રમાણે લીટી દોરો, પણ તે વખતે ધ્યાનમાં રાખવું કે સ્લેટને મથાળે ઉત્તર લખ્યું છે, ત્યાં ઉત્તરનો ભાગ જ આવે. તે પ્રમાણે દિશાઓનું અને પ્રમાણનું ધ્યાન રાખી પહેલા ઓરડાનો નકશો કાઢો.

તે નકશો બરાબર કાઢતાં આવડે પછી આખી નિશાળનો કાઢો. તેમાં પણ દિશા અને પ્રમાણની સંભાળ રાખજો.

---

નોટ—હળવે હળવે કેમ શીખવવું એ તો 'ભૂગોળના પદાર્થ પાઠો' નામની ગ્રંથિકામાં બતાવ્યું છે.

ઓરડાનો અને નિશાળનો નકશો થઇ જાય, ત્યારે શિક્ષકે આગળથી તૈયાર કરી રાખેલો હોય તે—ગામનો નકશો બતાવવો, અને તેની દિશા તથા રાખેલું પ્રમાણ સમજાવી, નકશા પરથી જ્ઞાન કેમ મેળવાય એ બતાવવું. ગામના નકશાની સમજ આપ્યા પછી પ્રાંતનો, અને પછી ઇલાકાનો નકશો બતાવવો, અને ઉપર ઉપરની સમજ આપી દેવી. તેટલું થયા પછી ગામની કે સંસ્થાનની વિગતવાર ભૂગોળ શરૂ કરવી.

મુંબઈમાં ગામ કે સંસ્થાનને બદલે નિશાળના લત્તાની ભૂગોળ શરૂ કરવી. નિશાળના નકશા પછી, મુંબઇ બેટનો નકશો બતાવવો, અને પછી

# પ્રકરણ ૪ થું.

## નકશો કેમ વાંચવો. પાઠ ૧ લો.

નિશાળનો નકશો તો તમે કાઢયો. અને બીજા નકશાઓ પણ તમે જોયા. પણ જુઓ, મુંબઇ બેટનો નકશો દિવાલપર લટકાવેલો છે તેમાં આસમાની રંગ છે તે શાનો છે? જાણો છો?

કાગળ પર આપણે નકશા ચીતરવા રહ્યા એટલે અમુક અમુક નિશાનીઓનો આપણે ઉપયોગ કરવો જોઇએ. નમુનો—માટીનો—તૈયાર કરવો હોય તો તમે દરિઆની જગ્યાએ શું રાખશો? પાણી રાખશો, ખરૂં? અને જમીન તમે માટીથી બતાવશો. પણ કાગળ ઉપર પાણી બતાવવા માટે આસમાની રંગ વાપરે છે. તમે દરિઓ છેટેથી જુઓ તો આસમાની જેવો નથી લાગતો? તે ઉપરથી જ્યાં જ્યાં પાણી બતાવવું હોય ત્યાં ત્યાં આસમાની રંગ રાખે છે.

પાણી બતાવવા બધે કાંઇ આસમાની રંગ હોતો નથી. રંગીન નકશો હોય તેમાં હોય—સાદા નકશામાં તો માત્ર સમુદ્ર કે દરિઓ કે મહાસાગર એવાં નામ આપ્યાં હોય તેથી ખબર પડે. પર્વત કે ટેકરી બતાવવી હોય તો પણ અમુક નિશાની[1] કરવામાં આવે છે. મુંબઇ બેટના નકશામાંથી તેવી નિશાની ક્યાં છે તે શોધી કાઢો.

---

મુંબઈ ઇલાકાનો બતાવવો. ઇલાકાના નકશામાં મુંબઇ બેટ કેવો નાનો છે. તે તરફ ધ્યાન ખેંચી, ફરી મુંબઇ બેટનો નકશો બતાવવો, તેમાં નિશાળ ક્યાં છે તે બરાબર બતાવવું, અને નિશાળનો લતો કયો ગણાય છે, તે પણ બતાવવું.

દરેક હેડ માસ્તરે પોતાની નિશાળના લતાનો નકશો કાઢી તૈયાર કરવો જોઇએ, અને તેને બને તેટલા મોટા પ્રમાણમાં રાખી, બીજા નકશાઓ સાથે સામેલ રાખવો જોઇએ.

૧. વિદ્યાર્થીઓનું નકશાનું જ્ઞાન જેમ જેમ વધારાતું જવાય તેમ તેમ નકશાના સંકેતો તેમને કહેતા જવા. તેમાં કેટલું કેટલું બતાવવું એ તે શિક્ષકને નકશામાંથી જે જે હકીકત શીખવવી હોય તેના પરજ નક્કી થઇ શકે. આ સંબંધે થોડીક વિગત ચોવીશમા પ્રકરણમાં આપી છે તે શિક્ષકે જોઇ લેવી.

## પ્રકરણ ૫ મું.

### ખંડ—મહાસાગર—દેશ—સમુદ્ર.

પૃથ્વીનો નકશો અને ગોળો બંને તમે જોયાં છે. (ફરી બંને વર્ગમાં હાજર રાખવાં). પૃથ્વી પર જમીન અને પાણી છે એ કહ્યું છે. પણ પૃથ્વીનો નકશો જુઓ, જમીનના જુદા જુદા ભાગ છે. તે ભાગને જુદાં જુદાં નામ અપાયાં છે. જમીનના મોટા ભાગને ખંડ કહે છે, તેવો એક મોટો ખંડ—જેને **એશિયા** કહે છે, તેમાં આપણે રહીએ છીએ. જુઓ **સામે પાને તેનો** નકશો રહ્યો. અંગ્રેજ લોકો રહે છે તે બીજો ખંડ. તેનું નામ યુરોપ, અને સીદી લોકો રહે છે તે **આફ્રિકા** ખંડ. તેવા બીજા પણ એકાદ છે. આપણે એશિયા અને યુરોપ એ નામ યાદ રાખવાં. યુરો-પનો નકશો એશિયાખંડના નકશાની પાછળ છે તે જુઓ, એટલે તેનો આકાર કેવો છે તે જાણી શકશો.

જેમ જમીનના બહુ મોટા ભાગને ખંડ કહેછે, તેમ પાણીના ભાગને **મહાસાગર** કહે છે. જમીનના ભાગ પેઠે તેના કાંઇ એકદમ જુદા કાઢી શકાય તેવા ભાગ હોતા નથી, પણ છતાં આપણે જુદા જુદા જોઈ શકીએ તેવા તો ભાગ છે ખરા. એશિયાના નકશામાં જુઓ, અને હિન્દી મહા-સાગર શોધી કાઢો. જુઓ, તે હિન્દુસ્થાનની પાસે છે.

પૃથ્વી પરની જમીનના મોટા ભાગ તે ખંડ.

પૃથ્વી પરના પાણીના મોટા ભાગ તે **મહાસાગર**.

દરેક ખંડમાં પાછા જુદા જુદા ભાગ હોય છે. બોલી ચાલીથી, પહેરવેશથી, વચ્ચે આવેલી મોટી નદી કે મોટા પર્વતથી આવા ભાગો પડી જાય છે. તે તે ભાગોને—ખંડની અંદરના નાના ભાગોને—**દેશ** કહે છે. એશિયા ખંડમાં ઘણા દેશ છે. આપણે **હિન્દુસ્થાનમાં** રહીએ છીએ. **હિન્દુસ્થાન** એ દેશ કહેવાય, અને તે **એશિયા** ખંડનો એક ભાગ છે. એશિયાના નકશામાં હિન્દુસ્થાન જુઓ અને તેજ હિન્દુસ્થાનનો જુદો મોટો નકશો યુરોપના નકશાની સામે જુઓ એટલે હિન્દુસ્થાન કેવો છે તે સમજાશે.

**મહાસાગર**ની અંદરના નાના ભાગને **સાગર** અગર **સમુદ્ર** કહે છે. હિન્દી મહાસાગરનો જે ભાગ મુંબઇ ઇલાકાની પશ્ચિમે છે, તેને **અરબી સમુદ્ર** કહે છે. હિન્દુસ્થાનના નકશામાં હિન્દી મહાસાગર અને અરબી-સમુદ્ર જુઓ. આપણે જે દરિયો જોઇએ છીએ તે **અરબી સમુદ્ર** છે.

## એશિઆખંડનો નકશો.



પ્રશ્ન.

૧ ખંડ એટલે શું? આપણે કયા ખંડમાં રહીએ છીએ?

૨ તમે પૃથ્વીના કોઇ પણ ખંડનો કોઇ ભાગ જોયો છે?

૩ તમે રહો છો તે દેશ કયો?

૪ તમે અરબી સમુદ્ર જોયો છે? ક્યાં છે?

૫ અંગ્રેજ લોકોને આપણે યુરોપીયન કહીએ છીએ તે શા માટે હશે? તેમના ખંડનું નામ શું?

૬ તમે સીદી લોકો જોયા છે? આપણાથી તે કેવી રીતે જૂદા પડે છે? તેમના ખંડનું નામ શું?

---

## પ્રકરણ ૬ ઠું.

### મહાસાગર, દરિયો, નદી, કુવા, તળાવ, નળ.

મહાસાગર—સાગર કે સમુદ્ર કે દરિયો પાણીનાં ભરેલાં હોય છે. પણ તે પાણી તમે ચાખી જોયું છે? તે પાણી પીવાના કામમાં આવે તેવું નથી હોતું, બહુજ ખારૂં હોય છે. પીવાય તેવું મીઠું પાણી જ્યાં ભરેલું હોય તેવું તમે કાંઇ જોયું છે?

પીવાનું પાણી આપણને નદીમાંથી મળે છે. નદીમાં પાણી વહ્યા કરે છે. ડુંગરમાંથી કે તેવી જગાએથી પાણી નીકળે છે. વરસાદને વખતે પડેલું પાણી એકઠું થઇ રહ્યું હોય તો ધીમે ધીમે નીકળતું જાય છે. અને તે નીચી જમીન હોય ત્યાં વહે છે, તેની નદી બને છે.

નદી નથી હોતી ત્યાં કુવા હોય છે. કુવા બધા મીઠા પાણીના નથી હોતા. કોઇ કોઇમાંથી ખારૂં પાણી નીકળે છે. જેમાંથી મીઠું પાણી નીકળે તે કુવાનું પાણી પીવાના કામમાં આવે છે.

મુંબઇમાં નદી નથી, તેમ કુવા પણ બહુ નથી. અહિં તો પાણીના નળ છે, તે નળમાં પાણી કયાંથી આવે છે?

'તુળસી' નામનું એક મોટું તળાવ છે. જે ખાડામાં પાણી ભરેલું હોય તેને 'તળાવ' કહે છે. તમે દેવમંદિરમાં 'કુંડ' જોયા છે?

નાનો ખાડો હોય અને તેમાં પાણી ભરેલું હોય તેને કુંડ કહે. જરા મોટું હોય તો તેને **તળાવ** કહે. ધોબીતળાવ, ગોવાળીયા તળાવ, એવાં તળાવો મુંબાઇમાં પણ ઘણાં હતાં, અને હજીએ થોડાં તો છે. તેવાં બે ત્રણ તળાવ અહિંથી થોડે છેટે છે. 'તુળસી' તેમાંનું એક છે. તેમાં વરસાદનું પાણી ભરાઈ રહે છે. અને ત્યાંથી નળ વાટે પાણી આંહિં લાવવામાં આવે છે

પ્રશ્ન.

૧ મુંબઈમાં પાણી કેવી રીતે, ક્યાંથી, મળે છે?

૨ નળમાં પાણી ક્યાંથી આવતું હશે.

૩ તમે કોઇ તળાવ જોયાં છે?

૪ અહીંથી દરિયે જવું હોય તો કેવી રીતે જવાશે?

૫ મોટા દરિયો હોય તેને શું કહે?

૬ તમે કોઇએ નદી જોઇ છે, કેવી હોય? તેમાં પાણી ક્યાંથી આવતું હશે?

---

## પ્રકરણ ૭ મું.

### ટેકરી, ડુંગર, પર્વત.

તમે ખેતર જોયું છે? રસ્તાની જમીનના કરતાં તેની જમીન જુદી જાતની હોય છે. કાળી હોય, પોચી હોય—વાવતાં પહેલાં તેને ખેડીને વધારે પોચી કરે છે. શહેરના રસ્તા ઉપર તો ટાચ વિગેરે નાખી જમીનને સખત કરે છે. બધી જમીન કાંઇ સીધી સપાટ નથી હોતી. જમીન કોઇ કોઈ જગાએ ઉંચી થએલી હોય છે. પત્થરાના ઢગ થઇ રહેલા હોય—તેવી ઉંચી જમીનને **ટેકરી** કહે છે. તમે કોઇએ તેવી ટેકરી જોઇ છે?

મોટી ટેકરી હોય તેને ડુંગર કહે. અને તેથી પણ મોટાને **પર્વત** કહે છે.

કોઇ કોઇ ટેકરી—ડુંગર—પર્વત—ઉજડ હોય છે, અને કોઈ કોઈના પર તો ઝાડ—લીલોતરી—વગેરે હોય છે.* ચોમાસાં પછી લીલાંછમ ખડથી તેવી જગાઓ બહુ સુંદર લાગે છે.

---

* નજીકમાં આવી કોઇ જગા હોય તેનું નામ આપવું અને તેની પિછાન આપી તેની સમજ આપવી.

નોટ—૧. આટલું સામાન્ય જ્ઞાન આપ્યા પછી શિક્ષકે પોતાની નિશાળથી શરૂ કરી, છોકરાંઓના ઘર સુધીના રસ્તાની, તેમાં આવતા રસ્તા, તેમાંની દુકાન, વેચાતી વસ્તુઓ, જવાની દિશા, વગેરેની વાત કરવી. અડખે પડખેનો ઘણો ભાગ આમ જાણવામાં આવી જાય એટલે તે ભાગનાં નામ આપી, નિશાળનું નામ તે ભાગ ઉપરથી પડચું છે, એ કહી, પછી તે ભાગનું—લતાનું—વધારે ચોક્કસ જ્ઞાન આપવું.

૨. લતાના જ્ઞાન માટે લતાના મોટા રસ્તા, લતામાંની દુકાનો–ભરાતી બજાર–વેચાતો માલ—ખાસ જાણવા લાયક સ્થળ—મંદિર–બાગ—તળાવ ટેકરી–સ્ટેશન–નિશાળ વગેરે બાબતોની પિછાન આપવી, પ્રત્યક્ષ પિછાનજ આપવી. જેની વાત કરવી હોય તે છોકરાઓને આગળથી બતાવવાનો રિવાજ રાખવો. બહાર લઇ જઇ, પ્રત્યક્ષ રીતે બતાવી પછી જ હકીકત કહેવી.

૩. નકશો વાંચતાં તો બરાબર શીખવવું જોઇએ, અને નકશાની રૂપ રેખા પણ દોરી શકે તેટલું જ્ઞાન આપવું.

૪. લતાના જ્ઞાનની વિગત માટે ત્રીજા ધોરણ માટે આપેલી વિગત જોઇ લેવાથી થોડું ઘણું જાણવામાં આવશે.

પ્રશ્ન.

૧ આપણી નિશાળનું નામ શું છે?

૨ તેવું નામ શા ઉપરથી પડચું હશે.?

૩ આપણે રહીએ છીએ તે શહેરનું નામ શું?

૪ મુંબઇ શહેરના કયા ભાગમાં આપણે અત્યારે છીએ!

૫ આપણા ભાગમાં ટ્રામ ગાડી આવે છે! કયાં છે? અહિંથી કઇ દિશાએ ચાલીએ તો જવાય?

૬ રેલ ગાડીનું એકે સ્ટેશન આપણા લત્તામાં છે? કયું?

૭ તમે બજાર જોઇ છે? બજારમાં શું હોય?

(દરેક લત્તામાં જે ખાસ જાણવા જેવી હકીકત હોય તેની વાત કરી જ હશે, એટલે તેના પ્રશ્નો પૂછી છોકરાઓ શું સમજ્યા છે અને તેમને કેટલું યાદ છે તે તપાસી જોવું. નજીકમાં, કે લતામાં, મીલ, બાગ, કારખાનાં, મંદિર કે બીજાં કોઈ જાણવા લાયક સ્થળ હોય તો તે સંબંધે સવાલ પૂછવા.)

# ધોરણ ત્રીજાં માટે.

## પ્રકરણ ૮ મું.

### બેટ, તળાવ, સરોવર, ભૂશિર,

મુંબઇ બેટનો નકશો પાછળ છે તે જુઓ. તમારામાંથી કોઇ માહીમ ગયું છે કે? જુઓ આ માહીમ. રાણીબાગ કોઇએ જોયો છે? ભૂલેશ્વર જોયું છે? જુઓ પેલું રહ્યું. બરોલી કોઇ ગયું છે? ક્યાં છે? તે શોધી કાઢશો? ના, બરોલી આ નકશામાં નથી આપ્યું. કારણ શું? કારણ કે તે મુંબઇ બેટમાં આવેલું નથી. તેમજ અમદાવાદ, સુરત, ભાવનગર એ પણ એમાં ન હોય. કોલાબેથી માહીમ સુધીજ આમાં આપ્યું છે. કોલાબાની પેલી પાર દરિયો છે. તેમજ માહીમની પછી પણ દરિયો આવે છે. તેમ પશ્ચિમ તરફ પણ દરિયો અને પૂર્વ તરફ માંડવીની ગોદીવાળો દરિયો છે. જુઓ, આ મુંબઇની જેટલી જમીન છે, તે બધી જમીનની આસપાસ ચોતરફ દરિયો છે, પાણી છે. વચમાં જમીન છે અને તેને ફરતું ચોતરફ પાણી છે. આવી જમીન હોય તેને બેટ કહે છે. તેનાં બીજાં નામ દ્વીપ, અથવા ટાપુ—એટલે એવી જમીન કે જેની ચારે બાજુ પાણી હોય.

તળાવ શું તે તો તમે જાણો છો કે? પાણી ભરેલું હોય તેવો ખાડો. તળાવની આસપાસ જમીન હોય; વચમાં પાણીનો ખાડો, અને ફરતી જમીન હોય તેને તળાવ કહે. નાનું ખાબોચીયું, તેથી મોટો કુંડ, તેથી મોટું તળાવ, અને બહુજ મોટું તળાવ હોય તો તેને સરોવર કહે.

વચમાં પાણી અને ફરતી જમીન હોય તો ખાબોચીયું, કુંડ, તળાવ, **સરોવર કહેવાય.**

**વચમાં જમીન અને ફરતું પાણી હોય તો બેટ, ટાપુ, કે દ્વીપ કહેવાય. બેટ નાનો મોટો હોય તેનાં જુદાં જુદાં નામ નથી. નાનો બેટ, મોટો બેટ એમજ બોલાય.**

જુઓ, ત્યારે, ૧૬ મે પાને મુંબઇ બેટ. તેનો ફરતો દરિયા પાસેનો ભાગ એક સીધી લીટી જેવો નથી. અંદર ખાંચા છે.—તેમાં પાણી ઘૂસી ગયું છે. જમીનની અણીયો આગળ વધી પાણીમાં પેસી ગઇ છે. ઉત્તર તરફ તો તેવું કાંઇ નથી, પણ તે તરફનો દરિયો કાંઇ મોટો નથી. દરિયાનો નાનો ભાગ છે. તેને **ખાડી** કહે છે, તે ખાડીને **વાંદરાની ખાડી** કહે છે. મુંબઇ બેટની ઉત્તરે, ત્યારે, વાંદરાની ખાડી છે.

દક્ષિણે પણ દરિયો તો છેજ, પણ જુઓ, ત્યાં બે અણીયો છે. એક કોલાબાની અને બીજી વાલ્કેશ્વરની, અણી લાંબી લાંબી થઈ દરિયામાં જાય છે. જમીનની તેવી અણી દરિયામાં જાય તેને **ભૂશિર** કહે છે. ભૂ એટલે જમીન એ તો શીખી ગયા છો—શિર એટલે માથું. ધડથી માથું જેમ ઉંચું આગળ વધ્યું છે. તેમ જાણે જમીનનું માથું આગળ આગળ ગયું હોય તેવું. કોલાબાની તથા વાલ્કેશ્વરની ભૂશિર છે. બીજી એકાદ બે નાની ભૂશિરો છે, પણ તેનાં નામ તમારે જાણુવાની જરૂર નથી. નકશામાં તેવી અણી ક્યાં છે તે તમારી મેળે જોઇ લ્યો.

## મનોયત્ન.

કાગળપર નકશો કાઢી જમીનનો ભાગ ધોળો રહેવા દઈ, પાણી આસમાની પેનસીલથી બતાવી નીચે આપેલ કાઢી બતાવો.

૧ સરોવર.

૨ બેટ.

૩ બેટમાં ભૂશિર.



# પ્રકરણ ૯ મું.

## ઉપસાગર, અખાત, બંદર.

**કોલાબા** અને **વાલકેશ્વરની** અણીઓ લાંબી થઇ દરિયામાં જાય છે. તેમ તે બંનેની વચમાં પાણી ઘૂસી ગયું છે. પાણીનો-દરિયાનો ભાગ એ પ્રમાણે જમીનમાં ઘૂસી જાય તેને **ઉપસાગર** કહે છે. **કોલાબા** અને **વાલકેશ્વર** વચ્ચેનો ઉપસાગર **બૅકબેના** નામથી ઓળખાય છે, અને તેવો જ બીજો **માહીમ** પાસે છે, તેને **માહીમનો ઉપસાગર** કહે છે.

ઉપસાગર જો સાંકડો હોય તો તેને **અખાત** કહે છે. પાણીનો-દરિયાનો ભાગ જમીનમાં ઘૂસી જાય તે ભાગને **અખાત** કહે. પણ જો તે ભાગ **પહોળો** થઇ જતો હોય તો તેને **ઉપસાગર** કહે. મુંબઇ બેટમાં જાણવા જેવો અખાત તો કોઇ નથી, પણ **મુંબઇ** ઇલાકામાં એક બે છે ખરા. તે નકશો જોશો તો દેખાશે. મુંબઇ ઇલાકાના નકશામાં કચ્છ તથા **ખંભાતના** અખાતો છે. અખાત સાંકડા અને ઉપસાગર **પહોળા** હોય છે. કચ્છનો અને ખંભાતનો **અખાત** અને માહીમ અને બૅકબે **ઉપસાગર** જુઓ.

મુંબઇની પૂર્વ તરફ દરિયા કિનારો બહુ સારો છે. ત્યાં પાણી ઉંડું છે. અંદર પત્થરા કે ખાડા કે તેવું કાંઇ નથી, એટલે પાણી શાન્ત રહે છે, તેથી ત્યાં મછવાઓ વહાણો આગબોટો વગેરે રહી શકે છે. દરિયો જે ગામ પાસે આવો શાન્ત અને સગવડવાળો હોય તેવા ગામને **બંદર** કહે. ત્યાં વહાણો આવી ઉભાં રહી શકે, એટલે માલની આવજા થાય, લોકો પણ દેશ દેશાવર જઇ શકે. મુંબઇ પણ બંદર કહેવાય છે, કારણ ત્યાંનો દરિયો સારો-શાંત છે; તેથી વહાણ આગબોટો આવે જાય છે, અને પાણી વાટે વેપાર ધમધોકાર ચાલી રહે છે.

આખું મુંબઇ બંદર છે ખરૂં પણ તેમાં બધી જગાએ વહાણ વગેરે રહી શકતાં નથી. તે તો પૂર્વ તરફજ સારી રીતે રહી શકે છે. વિલાયતની સ્ટીમરો ત્યાંજ આવે છે. પૂર્વ તરફના કિનારાના જુદા જુદા ભાગ છે; તેનાં જુદાં જુદાં નામ પાડ્યાં છે અને તે બધાંને **બંદર** કહે છે. **પત્થર બંદર, ટાંક બંદર, પાલવા બંદર**, વગેરે. જુઓ, થોડાં ર૭ મા પાના-પરના નકશામાં બતાવ્યાં છે.

# પ્રકરણ ૧૦ મું.

## ગોદી, રેલગાડીઓ.

વહાણુ, આગબોટ, ઉંડા પાણીમાં જ રહી શકે, એટલે કિનારા સુધી તો આવી શકે નહિ. ઉતરનારને મછવામાં આવવું પડે, અને ઘણી ઘણી અગવડ પડે. તેથી દરિયાની અંદર મોટી ભીંત બાંધી જાય છે, જેને કુડદો કે પુરજો કહે છે. જે જગાએ વહાણુ આગબોટ રહી શકે, ત્યાં સુધી તેને બાંધી જાય, જેથી આગબોટ પરથી પરબારાજ જમીન ઉપર ઉતરી શકાય. આવી સગવડ જ્યાં કરી હોય તેને ગોદી—અંગ્રેજીમાં 'ડૉકસ' કહે છે. સાસુન ગોદી, વિક્ટોરીયા ગોદી, પ્રિન્સેસ ગોદી, વગેરે ગોદીઓ છે.

સ્ટીમરો વહાણો વગેરે જ્યાં આવી શકે—ઉભાં રહી શકે—તેને બંદર કહે, તેમ રેલગાડીઓ જ્યાં ઉભી રહેતી હોય તેને સ્ટેશન કહે છે. જમીન ઉપર આવજા કરવાને પણુ સાધનો જોઇએ. મુંબઇ બેટ સરાસરી અગ્યાર માઇલ તો લાંબો છે, અને સરાસરી ત્રણુ માઇલ પહોળો છે. તેમાં નવ લાખ માણુસની તો વસ્તી છે. તે બધાં કાંઇ એક ઠેકાણે રહી શકે નહિં. છેટે છેટે રહેવુંજ પડે, અને કામ તો બધાને મુંબઇની બજારમાં, મુંબઇનાં બંદરમાં હોય, એટલે જ્યાં રહેતા હોય ત્યાંથી કામે તો આવવું જોઇએ. એટલું છેટું રોજ ચાલીને અવાય નહિં, તેમ ગાડી ઘોડાને માટે પણુ તે બહુ છેટું થઈ પડે, એટલે માણુસોની આવજા માટે રેલગાડીજ દોડાવવી પડે. મુંબઇ બેટમાં જ કે પછી તેની નજીકના ભાગ સુધી જે રેલગાડીઓ દોડેછે તેને લોકલ કહેછે.

રેલગાડીઓની બે કંપની છે. એક બી. બી. સી. આઈ. રેહવે કંપની, અને બીજી જી. આઇ. પી, રેહવે કંપની. વીશમે પાને આપેલા નકશામાં જુઓ; બી. બી. સી. આઈ. કોલાબેથી શરૂ થઈ બતાવેલાં બધાં સ્ટેશનોએ થઇ માહીમ જાય છે. અને ત્યાંથી પછી વાંદરે જાય છે. અને બીજી જી. આઇ. પી. બોરીબંદરથી શરૂ થઈ શીવ થઇ કુરલા જાય છે. તે બંનેનાં સ્ટેશનો નીચે પ્રમાણે છે.


उत्तर
माहीम
शीव
दादर
भायखळा
ग्रांटरोड
बोरीबंदर
कोलाबा
रेलवे
विभाग
फीट

| બી. બી. સી. આઈ. | જી. આઈ. પી. |
|---|---|
| કોલાબા | બોરીબંદર. |
| ચર્ચગેટ | મસ્જીદ બંદર. |
| મરીનલાઇન્સ | મઝગામ. |
| ચર્નીરોડ | ભાયખલા. |
| ગ્રાન્ટરોડ | ચીંચપોકલી. |
| મહાલક્ષ્મી | કરીરોડ |
| લોઅરપરેલ | પરેલ |
| એલ્ફીન્સ્ટનરોડ | દાદર |
| દાદર | માટુંગા |
| માટુંગારોડ | શીવ |
| માહીમ | |

આ બંને ગાડીઓ એલ૦ રોડ અને પરેલનાં સ્ટેશને બહુ નજીક આવી જાય છે, અને દાદર સુધી નજીકજ રહે છે. એકથી બીજી ગાડીમાં જવું હોય તો દાદર અનુકૂળ પડે છે.

જે સ્ટેશને એ ગાડી ભેગી થતી હોય અને જ્યાં એક બીજીમાં બદલી કરવાનું ઠરાવેલું હોય તે સ્ટેશનને **જંકશન** કહે છે. દાદર જંકશન કહેવાય.

સુરત, અમદાવાદ, કે કાઠીયાવાડમાં જવું હોય તો બી. બી. સી. આઈ. માં બેસવું જોઇએ. અને પુણા, નાસિક કે દક્ષિણમાં જવું હોય તો જી. આઇ. પી. માં બેસવું જોઇએ.

### પ્રશ્ન.

૧ કોટમાંથી દાદર જવું છે તો કઇ કઇ રીતે જવાશે ?

૨ શીવથી મઝગામ જવું હોય તો કઇ રેલગાડીનો લાભ લેવો ?

૩ તમે કોઇ અખાત કે ઉપસાગર જોયો છે ? ક્યાં છે ? તેનું નામ શું ?

૪ ગ્રાન્ટરોડ સ્ટેશનની પાસેજ આપણી એક શાળા છે. દાદરનાં સ્ટેશન પાસે જ એક છોકરો રહે છે. તેને ગ્રાન્ટરોડની શાળામાં જવું છે, તો કઇ રેલગાડીમાં બેસે તો તુર્ત પહોંચાય ?

## પ્રકરણ ૧૧ મું.

### રસ્તાઓ.

નાનાં ગામડાંમાં રસ્તાઓ ખાસ બાંધેલા હોતા નથી. શહેરમાં રસ્તા બાંધવાની જરૂર છે. શહેરમાં ઘણાં માણસો રહે છે. આવજા બહુ થયા કરેછે. ગાડાં, ગાડીઓ, મોટરો વગેરે, દોડંદોડા કરી રહેછે. એટલે પાકા બાંધેલા રસ્તા ન હોય તો તો રસ્તામાં ખાડા પડી જાય, ધુળ ઉડે અને બહુ જ અગવડ પડે. માટે શહેરમાં રસ્તાઓ પર ટાચ નાખી, પાણી છાંટી, રોલ ચલાવી, રસ્તાઓને સખત અને સીધા કરે છે. મુંબઈમાં તો એવા સરસ રસ્તા છે કે રાત્રે ચંદ્રના તેજમાં અને દિવાઓના પ્રકાશમાં કાચ જેવા ચકચકે છે.

રસ્તા સખત અને સારા છે, તેમ જ મોટા પણ બહુ છે. પહોળા રસ્તા ન હોય તો ગાડી ઘોડાની ધમાલમાં બહુ અડચણ પડે.

કોટના ભાગમાં બધા રસ્તા મોટા અને પહોળા છે, અને બીજા ભાગમાં હવે તેવા રસ્તા થતા જાય છે. કોલાબા, હોર્નબી, ક્રુકશેંક, ક્વીન્સ, મિન્ટ, વગેરે કોટમાં છે, અને સેન્ડહર્સ્ટ, લેમિંગ્ટન, પ્રિન્સેસ સ્ટ્રીટ, કાળકાદેવી, પરેલ રોડ, ગીરગામ રોડ, લેડી જમશેદજી રોડ, શીવ રોડ વગેરે કોટના બહારના ભાગમાં છે. ૨૩ મે પાને આપેલા નકશામાં થોડાક રસ્તા આપેલા છે તે જુઓ.

પ્રશ્ન.

૧ આપણી નિશાળની નજીકમાં કયો મોટો રસ્તો છે?

૨ મરીન લાઇન્સ સ્ટેશનની તુરત પૂર્વમાં મોટો રસ્તો છે તેનું નામ શું?

૩ તમે સેન્ડહર્સ્ટ રોડ જોયો છે? ક્યાં? અહિંથી તેના ઉપર જઇ શકશો?

૪ રસ્તાને એટલા બધા સખત શામાટે કરતા હશે?

૫ ગામડાંમાં બાંધેલા રસ્તાની જરૂર શામાટે નથી પડતી?

૬ રસ્તા સીધા સારા હોય તો કોને કોને ફાયદો થાય? અને શો ફાયદો થાય?

૭ તમે જે મોટા રસ્તા જોયા હોય તેનાં નામ આપો.

---

નોટ—પહેલાં શિક્ષકે છોકરાઓને એકાદ બે મોટા રસ્તા બતાવવા. ત્યાં લઇ જવા, નિશાળથી તે કઇ દિશામાં છે, તે રસ્તા ક્યાં થઇને જાયછે, વગેરે કહી, પછી બીજા રસ્તાની વાત કરવી; નકશામાં બતાવવા અને પિછાન આપવી.

# પ્રકરણ ૧૨ મું.

## દેવસ્થાનો અને સુંદર મકાનો.

મુંબઇમાં બહારગામના માણસો આવે, તેને બહુ બહુ જોવાનું મળે છે. કોટના મોટા રસ્તા અને ત્યાંની દુકાનો, માંડવીપરનો વેપાર અને ધમાલ, ગોદીઓ પર માલની આવજા, અને રસ્તાઓમાં માણસોની દોડાદોડ; ગામડાંનો માણસ તો આ બધું જોઇ બેબાકળો બની જાય. રાત્રે બહાર નીકળ્યો હોય તો તો દીવાઓની હારને હારથી અને મોટરોના ભૂંભૂં અવાજથી ભડકી જ જાય. મુંબઇ તો જાણે નાની દુનિયા છે. દરેક જાતના લોક, દરેક જાતની ભાષા, દરેક જાતના પહેરવેશ, દરેક જાતની બનાવટ, જે જોઇએ તે બધું મુંબઈમાંથી મળી આવે. આ બધામાં ખાસ જોવા જેવી જગાઓએ તો દરેક છોકરાએ જઇ આવવું જ જોઇએ.

આવી જગાઓમાં કેટલીક ફરવા હરવાની અને આનંદ આપનારી છે. કેટલીક નવી નવી જાતનું જ્ઞાન આપે તેવી છે, અને કેટલાંક તો મોટાં સુંદર મકાનો છે. દેવળો, મંદિરો અને ધર્મનાં સ્થાનકો પણ મુંબઇમાં ઘણાં છે અને ઘણી ઘણી જગાએ મેળાઓ ભરાય છે. દર મહિને એકાદ બે જગાએ તો મેળા હોય છે જ. છોકરાંએ તેવા કોઇ મેળામાં પણ જવું જોઇએ, અને તેમાં વેચાતી ચીજો જોવી જોઇએ. મેળામાં રમકડાં ખરીદવા કરતાં તે જોવાનો, માણસોની ભીડ જોવાનો, અને લોકોનો આનંદ જોવાનો લાભ વધારે સારો ગણવો જોઇએ. વાલકેશ્વરનો મેળો—મહાલક્ષ્મીનો મેળો—મેદાનનો મેળો—ગોવાળીયા તળાવ પર લક્ષ્મીનારાયણનો મેળો, કાળકાદેવીનો મેળો, માહીમનો મેળો, એવા ઘણા ઘણા મેળા ભરાય છે. મેળાઓ ઘણું કરી કોઇ દેવસ્થાને ભરાય છે. હિન્દુઓનાં દેવસ્થાનમાં ભુલેશ્વર મહાદેવ, વૈષ્ણુવની હવેલી, વાલકેશ્વર, બાબુલનાથ, મહાલક્ષ્મી, મુંબાદેવી, કાળકાદેવી, એ મુખ્ય છે. મુસલમાનો માહીમમાં પીરની દરગાહ છે, તેને પવિત્ર માને છે, અને ત્યાં ઓરસ ભરે છે.

આ બધા ધર્મસ્થાનો થયાં. જોવા લાયક મકાનો તો મુબઈમા ઘણાં છે, અને હવે તો જે જે નવાં મકાન બંધાય છે, તે બધાં સુંદર દેખાવના

અને સારી બાંધણીનાં થાય છે. મોટાં જાહેર મકાનોમાં હાઈ કોર્ટનાં મકાન, જ્યાં વડા ન્યાયાધીશ બેસે છે, અને મોટા મોટા ચુકાદાઓ કરે છે તે મુખ્ય છે. મ્યુનિસિપલ ઓફીસનું મકાન. તેની સામે બોરીબંદર રેલ્વે સ્ટેશન, ચર્ચગેટ સ્ટેશન સામે બી. બી. સી. આઇ રેલ્વેની ઑફિસોનું મકાન; એ પણ વિશાળ, સુંદર, ભભકાદાર છે.

મુંબઇમાં મોટામાં મોટો મિનારો રાજાબાઈ ટાવરના નામથી ઓળખાય છે. તે એટલો બધો ઉંચો છે કે તેની ઉપર જઇને નીચે નજર નાખીએ તો માણસો બહુ નાનાં દેખાય છે. અને ગાડી ઘોડાઓ કેમ જાણે રમતનાં રમકડાં હોય તેવાં દેખાય છે! 'રાજાબાઇ' એક હિન્દુબાઇ હતાં, તેના દીકરાએ તે ટાવર માટે પૈસા આપેલા એટલે રાજાબાઇના નામથી તે ટાવર ઓળખાય છે.

હમણાં થયેલી નવી પોસ્ટ ઓફિસનું મકાન પણ ઘણું મોટું અને ભવ્ય છે.

ટાઉન હૉલના નામથી ઓળખાતો એક બહુ મોટો હૉલ છે, અને આખા મુંબઈ શહેરને લગતી કોઇ કોઈ બાબત માટે જ્યારે મોટી મોટી સભા ભરવાની હોય છે, ત્યારે તે હૉલમાં સભા બોલાવવામાં આવે છે.

આ ઉપરાંત એલ્ફિન્સ્ટન કોલેજ જ્યાં બી. એ. એમ. એ. ની પરીક્ષા માટે ભણનારા જુવાન વિદ્યાર્થીઓ ભણે છે, એલ્ફિન્સ્ટન હાઇ સ્કુલ જ્યાં મેટ્રિકમાં જનારા છોકરાઓ ભણે છે, અને એલ્ફિન્સ્ટન મિડલ સ્કુલ જ્યાં અંગ્રેજીની શરૂઆત કરાવવામાં આવે છે, એ ત્રણ કેળવણી ખાતાનાં સરકારી મકાન છે.

કોટમાં મહારાણી વિકટોરીયાનું પુતળું ખાસ જોવા જેવું છે. આપણાં ભલાં અને માયાળુ મહારાણીને જોતાં આપણું હૃદય હર્ષથી અને ભક્તિથી ભરાઇ જાય છે. દરેક છોકરાએ ત્યાં જઇને તે આપણી 'વડીદાદી' નાં દર્શન કરવાંજ જોઇએ અને તેમને પગે લાગી આપણને વફાદાર પ્રજા બનાવે તેવું પ્રભુ પાસે માગવું જોઇએ.

### પ્રશ્ન.

૧ 'રાજાબાઈ ટાવર' ક્યાં આવે? હાથ લાંબો કરી તે તરફ આંગળી બતાવો.

૨ મહારાણી વિક્ટોરીયાનું પુતળું જોવા જવું હોય તો અહિંથી કેવી રીતે જવાય?

આ પ્રમાણે દરેકે દરેક સ્થળ–મકાન–જેની વાત કરી હોય તે દરેકે દરેક આંગળી વતી બતાવી શકે, લઇ જવું હોય તો કેમ જવાય એ કહી શકે તેટલું પ્રત્યક્ષ જ્ઞાન છોકરાંઓને મળવું જોઇએ, અને ઉપર બે પ્રશ્નો છે તેવા પ્રશ્નો દરેક સ્થળ માટે પૂછવા જોઇએ.

---

નોટ—મુંબઇમાં જોવા લાયક મકાનો ઘણાં છે. શિક્ષકો તેવાંની યાદી છોકરાઓ પાસે મોઢે કરાવે છે, એ પસંદ કરવા લાયક નથી. જે મકાનોની વાત કરવામાં આવે તે બતાવવાં, તેની કાંઈ વાત કરવી, તેની પિછાન આપવી; થોડાંની વાત થાય તેની હરકત નહિ, પણ પોપટ પેઠે બધાંના નામ ગડબડી જાય અને ખબર એકેની ન હોય એ તો શિક્ષકને શરમાવે તેવું કહેવાય. અહિં બધાં આપ્યાં નથી, થોડાંક આપ્યાં છે. વધારો કરવાને શિક્ષક સ્વતંત્ર છે. ઉપરનું લખાણ તો માર્ગદર્શક છે એમ સમજવું. પોતાના લત્તાનાં સારાં મકાનો પહેલાં લેવા અને પછી બીજાં કરવાં એ સારો રસ્તો છે.



# પ્રકરણ ૧૩ મું.

## આનંદ વિહારનાં સ્થળો.

મુંબઇમાં આનંદ આપનારાં સ્થળો પણ ઘણાં છે. ચર્નીરોડ સ્ટેશન પાસેનો દરિયાનો ભાગ—જેને **ચોપાટી** કહે છે, તે ફરવા માટે સારી જગા છે. સાંજે લોકો સંખ્યાબંધ ફરતાં નજરે પડે છે. સુંદર કપડાં પહેરી અનેક તરેહનાં માણસો ત્યાં આવે છે. નાનાં છોકરાંઓ પણ દરિયા કાંઠે રમવા ભેગાં થાય છે. ગંડેરી, કુલફી, દાળચેવડો વગેરેની બુમો સંભળાય છે. અને તેમાંથી કોઇ કોઇનો સ્વાદ છોકરાંઓ આનંદથી લે છે. રવિવારે સાંજે ખાસ વધારે સારો દેખાવ થાય છે.

આવી જ બીજી જગા **એપૉલો બંદર** અગર **પાલવાબંદર** છે. ત્યાં તો ખાસ મોટા મોટા લોકો જાય છે, અને ગાડી ઘોડા અને મોટરોની ત્યાં સખત ગીરદી થાય છે. ચોપાટી ૧૬ માં પાનાપરના નકશામાં અને એપૉલો બંદર ૨૩ માં પાનાપરના નકશામાં બતાવેલ છે, તે શોધી કાઢો. તેવી બીજી જગા બેન્ડસ્ટેન્ડ છે. ત્યાં જે દિવસે બેન્ડ હોય છે તે દિવસે ઘણી વધારે મોટી મંડળી ભેગી થાય છે.

**રાણીબાગ**માં પણ કોઈ કોઈ દિવસ બેન્ડ વાગવાનું હોય છે, ત્યારે બહુ માણસો ભેગાં મળે છે. આડે દહાડે પણ ત્યાં તો માણસોની ઠઠ સારી હોય છે, કારણ ત્યાં ઘણી જાતનાં જનાવર રાખ્યાં છે. અને આલ્બર્ટ મ્યુઝીયમમાં જોવાનું પણ બહુ સારૂં છે. જુદી જુદી જાતની પાઘડી, જુદી જુદી જાતનાં હથીયારો, માટીનાં બનાવેલાં જુદાં જુદાં માણસોના નમુના, રામાયણ મહાભારતના પ્રસંગોના નમુના, હિન્દુના દેવોની મૂર્તિઓ, નાના ગામડાંનો નમુનો, અકીકનું કામ, વગેરે ઘણું ત્યાં એકઠું કરી લોકોને જોવા માટે રાખ્યું છે બાગમાં ફુલ ઝાડ, જાત જાતનાં વેલીફુલ, સુંદર ક્યારાઓ, મજાના વેલમંડપો વગેરે ખુશ કરે તેવું છે.

બીજો બાગ હેંગીંગ ગાર્ડન્સ, અગર **ઝુલાબાગ**ને નામે ઓળખાય છે. નીચે પાણીની ટાંકી છે અને ઉપર બગીચો કરવામાં આવ્યો.

મહાલક્ષ્મીનાં સ્ટેશન પાસે રેસકોર્સ—ઘોડદોડ—છે, ત્યાંપણ શરતોને દહાડે મોટી સંખ્યા ભેગી થાય છે અને શરતો જોઇ મજા માણે છે. ૧૬ માં પાનાપરના નકશામાં આપેલી જગાઓ શોધી કાઢો.

પ્રશ્ન.

૧ રાણીબાગ ક્યાં આવે. હાથ લાંબો કરી બતાવો.

૨ રાણીબાગ જવું હોય તો કેમ જવાશે ?

૩ ફરવા જવું હોય તો તમને કઈ જગા ગમે ?

# પ્રકરણ ૧૪ મું.

## જ્ઞાન વધારવાનાં સ્થળો.

દુનિયામાં જ્ઞાન તો દરેક જગાએથી અને દરેક માણસ પાસેથી મળી શકે છે. દરેક છોકરો જેને કાંઇક પણ શીખવાની દરકાર હશે તે જ્યાં જશે, જે જોશે, જેને મળશે, જે વાંચશે, તે બધામાંથી કાંઇને કાંઇ નવું તો શીખશેજ. મુંબઈમાં તો કેટલીક જગાઓ એવી છે કે જેમાંથી આપણે આગળ ન જાણતા હોઇએ તેવું જાણવાનું ઘણું મળે. મોટાં મોટાં કારખાનાંઓ. મીલો, રેલ્વેનાં કારખાનાં, કસબકામનાં કારખાનાં એવું ઘણું ઘણું જોવા જેવું છે. આપણે તે બધામાંથી થોડાંનીજ વાત કરીશું.

**વેધશાળા**—કોલાબાને છેડે એક મકાન દેખાવે તો નાનું સુનું છે, પણ કામે તે બહુ મોટું છે. તારાઓની ગતિ, પવનમાં થતા કે થવાના ફેર ફાર, ઘડીયાળોના ખરા વખત, દુનિયામાં થતા ધરતીકંપો વગેરે બાબતોની ખબર રાખનારૂં આ ખાતું છે.

**દીવાદાંડી**—કોલાબાની ભુશિરથી થોડે છેટે એક મિનારો છે. જેની ટોચે એક ફરતો દીવો છે. દરિયામાં નીચે પાણીમાં ખડક હોય તેની ખબર વહાણવટીઓને ન હોય તો વહાણ ખડક સાથે અથડાઇ ભાગી જાય. ખડક છે માટે દૂર રહેવું એમ ચેતાવવાને ખડક માથે મિનારો ચણે છે. રાત્રે મિનારો ન દેખાય માટે તેમાં દીવો રાખે છે. અને દીવો છેટેથી તારા જેવો દેખાય તોપણ વહાણવટીઓ છેતરાય માટે તે દીવાને ફરતો રાખે છે આવા મિનારાને દીવાદાંડી કહે છે. કોલાબેથી થોડે છેટે દરિયામાં તે છે. ૧૬ મે પાને આપેલા નકશામાં જુઓ.

**ટંકશાળ**—આપણે વાપરીયે છીએ તે નાણું પાડવાનાં કારખાનાંને ટંકશાળ કહે છે, ધાતુને ગાળી, તેના પતરાં બનાવે, નાના કટકા બનાવે, તેનું વજન કરે, અને તેનાપર સીક્કો મારે, વગેરે બધું કામ બહુ સપાટાથી, માપસર અને વજનસર આ કારખાનામાં થાય છે.

**તોપખાનું**—મહાલક્ષ્મી ઉપર તોપખાનું છે. મોટી મોટી તોપો ત્યાં ગોઠવી રાખી છે. કોઇ દુશ્મન ચડી આવે તો તેની સામે લડવા માટે આ તૈયારી રાખી છે. મહાલક્ષ્મીપરનું મોટું તોપખાનું છે. કોલાબાપર તેવું નાનું છે અને મુંબઇ નજીક નાના નાના બેટમાં પણ તેવી સગવડ રાખી છે.

ક્રાફર્ડ માર્કેટમાં બધી જાતનો મેવો ફુલ, બધી જાતનાં શાક વગેરે મળે છે. મુંબઇમાં નહિ બનતી ચીજો પણ ત્યાં વેચાવા આવે છે.

**કામા હૉસ્પિટલ, સર જે. જે. હૉસ્પિટલ, ગોકલદાસ તેજપાલ હૉસ્પિટલ** વગેરે ઇસ્પીતાલો અને દવાખાનાંઓ છે. કોઇને ગંભીર ઇજા થાય, દર્દ બહુ ભયંકર લાગુ પડ્યું હોય, દાક્તરની કાયમી દેખરેખની જરૂર હોય, તેવાને માટે ઇસ્પીતાલો કરવામાં આવી છે. તેવાઓને ત્યાં રહેવાની સગવડ કરી આપવામાં આવે છે. દવાદારૂ થાય છે, ડાકટરો કાયમ હાજરી આપે છે અને દેખરેખ રાખે છે. જ્યાં દર્દીને રહેવાની સગવડ ન હોય પણ તપાસીને દવા જ આપવામાં આવે તેને દવાખાનું–ડિસ્પેન્સરી–કહે છે. મ્યુનિસિપાલીટી તરફથી અને બીજા ઉદાર શેઠીયાઓ તરફથી ધર્માદા દવાખાનાંઓ ખોલવામાં આવે છે. જ્યાં ફી વગર દવા અને ડાકટરની સલાહ મળે છે.

**મીલ** જોવા ગયા હોઇએ તો તે પરથી પણ આપણને બહુ જ્ઞાન મળે છે. કાપડના વણાટકામની મીલ જોવા જઇએ તો ખબર પડે કે સંચાથી એક સાથે કેટલું બધું કામ થઇ શકે છે. જૂના વખતમાં લોકો હાથ વતી વણવાનું કામ કરતા. કપાસને પહેલાં ચરખાવતી પીલે તેને લોઢવું કહેતા. તેમ કરી કપાસમાંથી કપાસીયા અને રૂ છૂટું પાડતા–પછી રૂને સોડતા-સોટી વતી ખૂબ મારી મારી છૂટું કરતા–પછી પીંજતા. પીંજયા પછી રેંટીયા વતી કાંતતા અને ત્યાર પછી શાળપર કપડાં વણતા. હવે લોઢવાને માટે જીન થયાં છે. થોડા વખતમાં રૂ તૈયાર થઇ જાય છે. સુતર કાંતવાની મીલમાં હજારો રેંટીયા સપાટાબંધ કામ કરે છે અને દરરોજ મણબંધ રૂ કાંતી નાખે છે. પછી વણવાની મીલમાં સુતર જાય છે ત્યાં કેટલીક શાળો એક સાથે કામે લાગે છે. અને રોજના તાકાને તાકા વણી કાઢે છે.

જેવું મીલમાં તેવુંજ નવું જોવા શીખવાનું ગોદીમાં પણ મળે છે. કેટલો બધો માલ ઢગલાબંધ પડેલો હોય છે! સ્ટીમરો ભરાઇને આવે છે તે અહીં ખાલી થાય છે. અને પાછી અહીંથી ભરાઇને જાય છે અને એમ માલની આવજા થયા કરે છે. આ બધા માલને સ્ટીમરમાં ચડાવવા માટે અને સ્ટીમરમાંથી ઉતારવા માટે 'ક્રેન' હોય છે, તે તમે જોયાં છે? ગોદીએ જાઓ ત્યારે ખાસ જોજો. કેટલો બધો બોજો એક જગાએથી બીજી જગાએ સપાટામાં લઇ જવાય છે। ગોદીમાં તો આ ઉપરાંત બીજું પણ ઘણું જાણ-

વાનું મળે છે. પાણી વધારે ઓછું રાખવા માટે ત્યાં કેટલાક દરવાજાઓ હોય છે, કેટલાક પૂલો આખાને આખા ફેરવી શકાય છે, એવું ઘણું ઘણું જોવાનું મળે છે.

આ સિવાય **પરેલ લેબોરેટરી, રે આર્ટ સ્કુલ, ટેકનીકલ સ્કુલ,** વગેરે ઘણાં સ્થળો નવું નવું જ્ઞાન આપે તેવાં છે તેમાંથી બને તેટલાં જોવાય તો સારૂં. ૧૬ માં પાનાપરના નકશામાં કેટલીક જગાઓ બતાવી છે તે જુઓ,

પ્રશ્ન.

૧ ટંકશાળમાં શું શું કામ થતું હશે ?

૨ ક્રાફર્ડમારકેટ જોઈ છે ? ત્યાં શું શું મળે છે ? ત્યાં કેવી રીતે જવાય ?

૩ વેધશાળા ક્યાં આવી ? તે શું હશે ?

---

# પ્રકરણ ૧૫ મું

## મુંબઇનો કારભાર.

મુંબઈ બેટ અંગ્રેજ સરકારને તાબે છે. અંગ્રેજ સરકાર આપણા રાજા છે. અને અંગ્રેજોના મહારાજા **જ્યોર્જ** આપણા શહેનશાહ છે, આખા હિન્દુસ્થાન ઉપર તેઓનું રાજ્ય છે પણ તેઓ કાંઇ અહીં **રહેતા** નથી. એટલે પોતાને બદલે એક સુબા મોકલે છે—તે **સર સુબા—વાઇસરોય—કે ગવર્નર જનરલના** નામથી ઓળખાય છે, અને તેઓ **દિલ્હીમાં રહે છે.**

વાઇસરોયના હાથ નીચે જુદા જુદા ભાગપર દેખરેખ રાખવા જુદા જુદા સુબાઓ રાખવામાં આવ્યા છે. મુંબઇમાં રહેનારા સુબા—**ગવર્નર**ના હાથ નીચે જેટલો મુલક છે, તેને **મુંબઇ ઇલાકો કહે છે.** મુંબઇ બેટ મુંબઇ ઇલાકામાં આવેલો **છે.** ઇલાકાના ગવર્નર સાહેબ મુંબઈમાં **રહે** છે તે ઉપરથી તે આખા ઇલાકાને **મુંબઇ ઇલાકો** એવું નામ આપ્યું છે. મુંબઇ બેટ એ મુંબઇ ઇલાકાનોજ ભાગ છે. એટલે મુંબઇ બેટના **સરદાર પણ** ગવર્નર સાહેબજ છે, પણ અંગ્રેજ સરકારના રાજ્યનો વહીવટ આપણાં દેશી રાજ્યોના વહીવટથી જુદી જાતનો છે. મુંબઇ બેટ તળની અંદર, રસ્તા, પ્રાથમિક કેળવણી, લોકોપયોગી બાંધકામ, પાણી પૂરૂં પાડવાનું કામ વગેરે

કામ અંગ્રેજ સરકારે વસ્તીને સોંપ્યું છે. સરકારી અમલદાર દેખરેખ રાખે, પણ બહુ ભાગે કામ તો બધું લોકોજ કરે. લોકો કાંઈ બધા હમેશાં ભેગા થઈ શકે નહિ એટલે લોકો તરફથી એક સભા નીમવામાં આવે છે. દરેક ભાગના રહેનારા પોતાના તરફથી નક્કી કરેલા માણસો ચુંટી કાઢે છે. તેવા ૭૨ માણસોની એક સભા થાય છે. જેને મ્યુનિસિપાલ કોરપોરેશન કહે છે. તેમાં બેસનાર સભાસદ કોરપોરેટર કહેવાય છે. આ ૭૨ માણસો કામકાજ માટે એક નાની મંડળી પોતામાંથીજ ચુંટી કાઢે છે, તેને 'સ્ટૅંડીંગ કમીટી' કહે છે. સ્ટૅંડીંગ કમીટી અને કોરપોરેશન જુદાં જુદાં કામ માટે અમલદારો નીમે છે. અમલદારોમાંથી સૌથી મોટો ' મ્યુનિસિપાલ કમીશનર ' કહેવાય છે. કેળવણી ખાતાનું કામ કરવા માટે બાર સભાસદોની એક સ્કૂલ્સ કમીટી, કોરપોરેશનજ નીમે છે. અને તે કમીટીના સેક્રેટરી નિશાળોનું કામકાજ કમીટીના નિકાલ માટે તૈયાર રાખે છે. સેક્રેટરીને શિક્ષણ કાર્યમાં મદદ કરવા સુપ્રીન્ટેન્ડેન્ટ રાખવામાં આવે છે, તેઓ વખતો વખત નિશાળો માં જઈ શિક્ષણ ઉપર દેખરેખ રાખે છે, અને પરીક્ષા લે છે.

જેમ કેળવણી ખાતાનું કામ થાય છે, તેમજ ઈજનેર ખાતાનું, આરોગ્ય જાળવવાનું, રસ્તાઓ સારા રાખી તેમના પર રાતે દીવાબત્તી કરવાનું, એવાં જુદાં જુદાં ખાતાંઓનું કામ થાય છે. અને તે બધું કામ લોકો તરફથીજ નીમેલા સભાસદોની બનેલી કોરપોરેશને નીમેલા અમલદારો ચલાવે છે. આવી આવી બાબતેનું રાજ્ય ખરી રીતે જોતાં લોકો પોતેજ કરે છે. લોકો પોતાની મેળે પોતાનું કામકાજ કરે અને રાજ્ય ચલાવે તેને સ્વરાજ્ય કહે છે. અંગ્રેજ સરકારે આ પ્રમાણે આપણને સ્વરાજ્ય આપ્યું છે. આપણા સ્થાનમાં એટલે આપણા ગામમાં કેટલીક બાબતમાં આપણેજ રાજ્ય ચલાવી શકીએ છીએ, તેવાં રાજ્યને સ્થાનિક સ્વરાજ્ય કહે છે.

આટલું સ્થાનિક સ્વરાજ્ય આપણા હાથમાં છે. તે સિવાય એટલે કે પોલિસ ખાતું, ન્યાયખાતું, જકાત ખાતું, વગેરે ખાતાંઓ અંગ્રેજ સરકારની સીધી હકુમત તળે છે. તે બધું કામકાજ કરવા ગવર્નર સાહેબના હાથ હેઠળ જૂદા જૂદા અધિકારીઓ રાખવામાં આવે છે.

મુંબઈના કારભારમાં નામદાર ગવર્નર સાહેબને કામકાજમાં મદદ કરવા માટે બે કાઉન્સીલો–મંડળી છે. એક કારભારી મંડળી અને બીજી કાયદા

ઘડનારી મંડળી. કારભારી મંડળીમાં પણ હવે એક હિન્દીને નીમવામાં આવે છે અને કાયદા ઘડનારી મંડળીમાં તો લોકોના પ્રતિનિધિ સારી સંખ્યામાં બેસે છે. આમ સૌથી ઉંચા કારભારમાં પણ હિન્દીઓ ભાગ લઇ શકે છે.

મુંબઇના કારભારમાં થોડો ઘણો ભાગ લેનારૂં અને મદદ કરનારૂં એક જાહેર ખાતું છે. તે પોતાની મેળેજ પોતે સત્તા મેળવી બેસે છે. તે ખાતું વર્તમાનપત્રનું છે. છાપાં તો બધાએ જોયાં હશે. **મુંબઇસમાચાર**, **જામેજમશેદ**, તથા **પ્રજામિત્ર** રોજ સવારે, **સાંજવર્તમાન** અને **હિન્દુસ્તાન** રોજ સાંજે, **ગુજરાતી** આઠ આઠ દહાડે; એ મુખ્ય ગુજરાતી છાપાં છે, અને **ટાઇમ્સ ઑફ ઇન્ડીયા** અને **બૉમ્બે ક્રૉનિકલ**, એ બે સવારે બહાર પડતાં અને **ઍડવોકેટ**, સાંજે બહાર પડતું, એમ ત્રણ રોજીંદાં અંગ્રેજી છાપાંઓ દેશ દેશાવરની ખબરો આપે છે, બીજા દેશોના રાજકારભારની વિગતથી આપણને વાકેફ રાખે છે, આપણા દેશોમાં થતાં કામોથી જાણીતા બનાવે છે, અને લોકોનાં તથા રાજ્યનાં જાહેર કામોપર યોગ્ય ટીકા કરે છે. વર્તમાનપત્રની આપણે ત્યાં હજી બહુ અસર નથી. પણ વિલાયત અને બીજા આગળ વધેલા દેશોમાં તો તે ખાતું પણ બહુ કિમતી સેવા બજાવનારૂં બની રહે છે. અંગ્રેજ સરકારના રાજ્યથીજ આપણને વર્તમાનપત્રોનો લાભ થયો છે એ દરેક છોકરાએ યાદ રાખવા જેવી હકીકત છે.

પ્રશ્ન.

૧ હાલના ગવર્નર સાહેબનું નામ શું ?

૨ મ્યુનિસિપાલિટિની સભામાં કોણ કોણ બેસે છે ?

૩ મ્યુનિસિપાલિટિ શું શું કામ કરે છે ?

૪ કારપોરેશનના સભાસદ થવું તમને ગમે ? થશો તો શું કરશો ?

# પ્રકરણ ૧૬ મું.

## વોર્ડ–સામાન્ય પિછાન.

કોરપોરેશનની વાત ગયા પ્રકરણમાં આવી ગઈ છે. તે કોરપોરેશનને આખા મુંબઈ બેટપર દેખરેખ રાખવાની છે. તે દેખરેખ સારી રીતે રહે માટે મુંબઇ બેટના થોડા ભાગ કર્યા છે, અને દરેક ભાગની વ્યવસ્થા તે ભાગના અમલદારો રાખે છે. કમીશનર સાહેબ આ બધા અમલદારોના કામપર નજર રાખે છે, અને તેમને માટે નિયમો ઘડેલા હોય તે પ્રમાણે અમલ થાય છે કે કેમ તે જુએ છે. આવી રીતે ભાગ પાડેલા છે તે દરેક ભાગને 'વોર્ડ' એવું અંગ્રેજી નામ આપ્યું છે, અને અંગ્રેજી એ. બી. સી. ડી. ના પહેલા અક્ષર થીજ તે વોર્ડ ઓળખાય છે. એ. વોર્ડ બી. વોર્ડ, સી. વોર્ડ, ડી. વોર્ડ, ઈ. વોર્ડ, એફ. વોર્ડ, અને જી. વોર્ડ એવા સાત ભાગ છે. એ વોર્ડને કોટ વોર્ડ પણ કહે છે. બી. વોર્ડને માંડવી, સીને ભુલેશ્વર, ડીને ગીરગામ, ઈ ને ભાયખલા, એફ ને પરેલ અને જી. ને માહીમ, એમ, તે તે વોર્ડમાં આવેલા મોટા ભાગનાં નામ પરથી પણ કહે છે.

આ બધામાં એ અથવા કોટ વોર્ડમાં મોટી મોટી વિલાયતી માલ વેચનારી દુકાનો, મોટા મોટા રસ્તા, ઘણી ખરી મોટી ઓફિસો, અંગ્રેજોને રહેવા માટે સારાં સારાં મકાનો, દેશ દેશાવરથી આવતા વિદેશી ઉતારૂઓને માટે મોટી મોટી હોટેલ એટલે વીશીઓ, વગેરે આવેલું છે. કોલાબામાં અંગ્રેજી લશ્કર રહે છે, તથા રૂનાં ગોડાઉનો છે.

બી. અથવા માંડવીમાં ગોદીઓ અને ભાતબજાર, કાથાબજાર, બીયાં બજાર, ખાંડ બજાર, વગેરે મોટી મોટી બજારો છે. અને બંદર પરથી આવતો માલ ભરી રાખવા માટે તે વોર્ડમાં મોટી મોટી વખારો, દેશી વેપારીઓની પેઢીઓ અને ગીચ વસ્તી છે. તેમાં ગલ્લીઓ અને સાંકડા રસ્તાઓ ઘણા છે તેથી તે ભાગની હવા બહુ સારી ગણાતી નથી.

સી. અથવા ભુલેશ્વરમાં દેશી દુકાનો, ઝવેરી બજાર, તાંબા પિત્તળની બજાર તથા હિન્દુઓનાં દેવ મંદિરો આવેલાં છે. મુંબઈનું નામ મુંબાદેવી પરથી પડ્યું છે. તે મુંબાદેવીનું મંદિર આ વોર્ડમાં છે. આ વોર્ડમાં પણ સાંકડી શેરીઓ અને ગીચ વસ્તી છે. પણ વખારો નહિં હોવાથી હવા બી-

વોર્ડ કરતાં કંઈક સારી ગણાય છે. ઘણે ભાગે હિન્દુઓની જ વસ્તીથી આ વોર્ડ ભરાયેલો છે.

**ડી.** અથવા ગીરગામ વાર્ડમાં જરા માતબર અને છુટી હવાને પસંદ કરનાર લોકો રહે છે. વાલકેશ્વર તથા ખંભાલા હીલનો સમાવેશ આ વોર્ડમાં થાય છે, એટલે વસ્તીનું પ્રમાણ બહુ આવતું નથી. ગવર્નર સાહેબનો બંગલો આ વોર્ડમાં વાલકેશ્વરના મંદિરની નજીકમાં આવેલો છે.

**ઈ.** અથવા ભાયખલા વોર્ડમાં અંગ્રેજો અને યુરેઝીયનો ઘણે ભાગે રહે છે. તે વોર્ડ ઉજળો, મોટા રસ્તાવાળો અને સારાં સારાં મકાનો વાળો છે. રાણીબાગ તે વોર્ડમાં આવેલો છે.

**એફ.** અથવા પરેલ વોર્ડ વિસ્તારમાં સૌથી મોટો છે. આગળના વખતમાં ગવર્નર સાહેબ આ વોર્ડમાં રહેતા, અને એલફિન્સ્ટન કોલેજનું મકાન પણ તેમાંજ હતું. **ધારાવી, શીવ, શીવડી, નાયગામ, માંટુગા,** એ ગામડાંઓ આ વોડમાં છે.

**જી.** અથવા માહીમ વોર્ડ માહીમ અને વરલી ગાંમડાંનોજ ઘણે ભાગે બનેલો છે. માહીમમાં મુસલમાનોના પુજ્ય પીરની દરગાહ છે, ત્યાં ઓરસને વખતે મોટો મેળો ભરાય છે.

આ બધા ભાગોની હદ ૨૦ મે પાને આપેલા નકશામાં બતાવવામાં આવી છે. તે ઉપરથી ચોક્કસ હદ ખ્યાલમાં આવશે. આ ભાગો મ્યુનિસિપાલીટીએ પાડેલા છે અને તે તેના પોતાના ઉપયોગ માટે જ છે. પોલીસ ખાતાંએ અને ટપાલખાતાંએ આખા બેટના જુદી રીતે ભાગલા પાડ્યા છે. તે તે ખાતાંએ પોતાના ખાતાનું નામ 'ડિવિઝન' રાખ્યું છે. આપણને પોલીસ ખાતાના ભાગોની માહેતી જરૂરની છે ખરી, પણ તે માહેતી ટપાલ ખાતાના ભાગોની માહેતી જેટલી જરૂરની ન ગણાય. ટપાલમાં તો સૌને કાગળપત્ર મોકલવાના પ્રસંગ હમેશાં આવ્યા કરે તેથી તેના નંબર જાણવા જોઈએ ખરા. કોટ નં૦ ૧, કાલાબાદેવી નં૦ ૨, માંડવી નં૦ ૩, ગીરગામ નં૦ ૪, કોલાબા નં૦ ૫, મલબારહીલ નં૦ ૬, ગ્રાન્ટરોડ નં૦ ૭, ભાયખલા નં૦ ૮, ઉમરખાડી નં૦ ૯, વગેરે, તેના નંબર છે. જે ભાગમાં કાગળ મોકલવો હોય તે ભાગનાં નામ સાથે પોસ્ટ ડિવિઝન—ટપાલના ભાગ—નો નંબર હોય તો કાગળ તુર્ત પહોંચી જાય છે.

# પ્રકરણ ૧૭ મું.

## એ અથવા કોટ વોર્ડ.

મુંબઈ બેટ સંબંધે કેટલીક સામાન્ય હકીકત તમારા જાણવામાં આવી. હવે મ્યુનિસિપાલિટીના વોર્ડ પ્રમાણે જરા વિગતવાર માહેતી મેળવીએ.

નકશો જોતાં હવે તમને આવડે છે. માટે ૨૦ મે પાને મુંબઈ બેટનો નકશો છે તે કાઢો. જુઓ, મુંબઈની ચારે બાજુ પાણી છે. ચારે બાજુ પાણી અને વચમાં જમીન હોય તેને બેટ કહે. મુંબઈને તેવુંજ છે. માટે મુંબઈ બેટ કહેવાય છે તે તો હવે તમે સમજી શક્યા હશો.

મુંબઇ બેટમાં છેક દક્ષિણ તરફની અણીને કોલાબાની ભૂશિર કહે છે, એ પણ તમે જાણ્યું છે. સર જમીનથી જુદી નીકળી આવતી લાંબી પટી છે. તે **કોલાબા** નામથી ઓળખાય છે. અને તેના પણ પાછા બે ભાગ છે. **અપર કોલાબા** અને **લોઅર કોલાબા**. અપર કોલાબામાં ઠેઠ છેડે નાનું તોપખાનું છે. તેની નજીક વેધશાળા છે. ઉત્તર તરફ ચાલતાં અંગ્રેજી લશ્કરનું મથક છે. ત્યાં આગળ રેલ કે ટ્રામ કાંઇ નથી, માત્ર બાંધેલી સડક છે

આગળ જતાં બી. બી. નું પહેલું સ્ટેશન કોલાબા આવે છે. અને તે સ્ટેશનથી પૂર્વમાં ટ્રામનું સ્ટેશન છે. બી. બી. નાં કોલાબા સ્ટેશનથી જોઈએ તો નવા થએલા સુંદર બંગલાઓ નજરે પડે છે. દરિયાના ભાગને પુરી દઈ ત્યાં રહેવા લાયક જમીન બનાવી છે. તે ભાગમાં પૈસાદાર લોકો રહી શકે છે, કારણ ભાડું ઘણું, અને શહેરના કામવાળા ભાગથી છેટું પણ બહુ, એટલે સાધારણ લોકો ત્યાં રહી શકે નહિં.

ટ્રામમાં બેસી આગળ જઈએ તો દક્ષિણ કોટના નામથી ઓળખાતા ભાગમાં દાખલ થવાય છે. **પાલવા** બંદર પાસેથી ટ્રામના બે ફાંટા પડે છે. એક સીધો પૂર્વમાં જાય છે. તે **એલફીન્સ્ટન** સરકલ પાસે થઇ **ટાઉનહોલ** અને **ટંકશાળ** પાસે જાય છે. અને ટંકશાળ પાસે પાછા બે ફાંટા પડે છે. તેમાંથી એક બોરીબંદર જાય છે, અને બીજો **કારનાક** બંદર થઈ

વાડીબંદર જાય છે. આ ટ્રામમાં બેઠા હોઈએ તો મકાનો અને સાધારણ દુકાનોજ દેખાય છે. બંદરે જતી ટ્રામ જ્યારે સી. વોર્ડમાં દાખલ થાય છે, ત્યારે ગોડાઉન અને બંદરની ધમાલ નજરે પડે છે.

પાલવાબંદરથી ઉત્તર તરફ જતી ટ્રામ સીધી બોરીબંદર જાય છે, તે કોટની મોટી અને સારી બજારમાં થઈને જાય છે. પાલવાબંદરથી જતાં ડાબા હાથ તરફ એલ્ફિન્સ્ટન કોલેજ, બાજુ પર દેખાતું સેક્રેટરીયટનું મકાન, ઉંચો દેખાતો રાજાબાઈ ટાવર, અને પછી હાઇ કોર્ટનાં મકાનો આવે છે. જમણા હાથ તરફ મોટી મોટી દુકાનો આવી રહેલી છે. આ ભાગ દક્ષિણ કોટનો ગણાય છે. આગળ ચર્ચગેટ સ્ટેશને જવાનો રસ્તો આવે છે, ત્યાંથી તે ટ્રામ એસ્પ્લેનેડ અથવા મેદાન કહેવાતા ભાગમાં દાખલ થાય છે.

સરકલ—ટાઉનહોલ થઈને જતી ટ્રામ ઉત્તર કોટમાં થઈ પસાર થાય છે, અને બોરીબંદર પાસે એસ્પ્લેનેડમાં આવે છે.

બોરીબંદર સ્ટેશન જી. આઈ. પી. નું પહેલું સ્ટેશન છે, તે સ્ટેશન મોટું અને જબરૂં છે. તેની સામે પશ્ચિમ બાજુએ મ્યુનિસિપલ ઓફિસો છે.

બોરીબંદરથી ટ્રામના પાછા બે ફાંટા પડે છે, એક માર્કીટ તરફ જાય છે, અને બીજી ધોબીતળાવ તરફ જાય છે. ધોબીતળાવ, પાસે એ. વોર્ડ પુરો થાય છે. એ. વોર્ડની હદ ધોબીતળાવ, ક્રાફર્ડ મારકીટ અને પૂર્વમાં કારનાક બંદર સુધીની છે.

કોલાબાથી બી. બી. ગાડીમાં જઈએ તો પશ્ચિમ દિશાએ દરિઓ અને પૂર્વ તરફ શહેરનો ભાગ આવે છે. ચર્ચગેટ સ્ટેશન અને ઠેઠ મરીન લાઇન્સ સુધીનો ભાગ એ. વોર્ડમાં છે. પશ્ચિમ તરફ દરિઓ અને પૂર્વ તરફ ક્વીન્સરોડ એ બેની વચમાં થઈને જતી ટ્રેનમાં સાંજને વખતે મુસાફરી કરીએ તો બહુ સુંદર દેખાવ જોવામાં આવે છે.

આટલા ભાગને કોટ વોર્ડ કહે છે. નકશામાં જુઓ એટલે હદ બરાબર સમજાશે. ઉત્તર તરફ બીજા બધા ભાગો છે. તેમાં પૂર્વ તરફ બીવોર્ડ લગતો છે, અને પશ્ચિમ તરફ સી. વોર્ડ લગતો છે.

આ ભાગને કોટ વોર્ડ કેમ કહે છે તે જરા જાણવા જેવું છે. કોટ એટલે કિલ્લો, એ તો તમે જાણતા હશો. ઉત્તર અને દક્ષિણ કોટ એ બે

પેટા વિભાગથી ઓળખાય છે તે ભાગ ખરેખર કોટના હતા. એટલે તેટલા ભાગને ફરતો એક મજબુત કિલ્લો-કોટ-હતો. જ્યારે લડાઈઓ અને લુટફાટો થયા કરતી ત્યારે કિલ્લાની બહુ જરૂર પડતી. દુશ્મન આવે તો કોટના દરવાજા બંધ કરી દે એટલે ગામમાં તે પેસી શકે નહિં અને કિલ્લાના બુરજોમાંથી તેમના પર મારો ચલાવાય. પણ જ્યારે બધે શાન્તિ હોય, લડાઈનો સંભવ ન હોય ત્યારે કોટ કે કિલ્લાની જરૂર પડતી નથી. તેથી જ્યારે તેની જરૂર ન રહી ત્યારે કોટને તોડી નાખ્યો. એટલે હવે કોટ-કિલ્લો-રહ્યો નથી, પણ નામ રહી ગયું છે. કોટનો કંઈ કંઈ ભાગ પૂર્વ તરફ હજી રહ્યો છે. તે જોવાથી તે કેવો હતો તેનો ખ્યાલ આવી શકશે.

આ વિભાગમાં એક બીજી હકીકત પણ શીખવા જેવી છે. કોલાબાની પટી જોઇ કેવી છે? તેની ત્રણે બાજુએ પાણી-દરિઓ-છે. પૂર્વે મુંબઈનાં બારાંનો દરિઓ, દક્ષિણે અગાધ સમુદ્રનો ભાગ, અને પશ્ચિમે બેકબે ઉપસાગર. જમીનનો ભાગ એવી રીતે પાણીમાં ગયો હોય કે તેની ત્રણે બાજુએ પાણી ફરી વળીનું હોય, અને એકજ બાજુ જમીનના બીજા ભાગ સાથે જોડાએલ હોય તો તેવા જમીનના ભાગને **દ્વીપકલ્પ** કહે છે. કોલાબા એ એક **દ્વીપકલ્પ** છે.

( દ્વીપ અને દ્વીપકલ્પ, સરોવર, અને અખાત, એ શિક્ષકે બતાવી સમજાવવા )

## પ્રશ્ન.

૧ કોટ શામાટે રાખતા હશે?

૨ હમણા કોટનો કાંઈ ભાગ હયાત છે? તમે જોયો છો? ક્યાં છે?

૩ કાગળપર દ્વીપકલ્પનો નકશો કાઢો.

૪ કોટની બજારમાં તમે ગયા છો? તે વિષે કાંઇ વાત કરશો?

# પ્રકરણ ૧૮ મું.

## બી-સી. વોર્ડ.

ધોબી તળાવ પાસે, ટ્રામના બે ફાંટા પડે છે, એક કાળકાદેવી તરફ અને બીજો ગીરગામ તરફ જાય છે ગીરગામ જનારી ટ્રામ, સી. વાર્ડમાં દાખલ થાય છે. કાળકાદેવી જનારી પણ સી. વાર્ડમાંજ અને બંદર તરફની પૂર્વ દિશાએ દોડતી ટ્રામ બી. વાર્ડમાં દાખલ થાય છે.

જી. આઇ. પી. ગાડી, બી. વાર્ડમાં અને બી. બી. ડી. વોર્ડમાં થઈ ને દોડે છે.

બી. વોર્ડ માટે ટ્રામ કે રેલગાડી કાંઇ બહુ ઉપયોગી નથી. જે બહુ જ વસવાટવાળો અને કામકાજ કરનારો ભાગ છે તે તો ટ્રામ અને રેલથી જરા જરા દૂર રહેલો છે. ચકલો, માંડવી, ઉમરખાડી, અને ડોંગરી એ ચાર બી. વોર્ડના પેટા ભાગ છે. તે વાર્ડમાં કારનાક બંદર, વિકટોરીયા ગોદી, મસીદબંદર વિગેરે બંદરો છે, અને પરદેશથી આવતો માલ ત્યાં ઉતરે છે. પરદેશ જનારો બધો માલ પણ ત્યાંથીજ ચડે છે. તે બંદરોના ભાગ ખાસ જોવા જેવા છે. કેવો ધમધોકાર મચી રહે છે તેનો ખ્યાલ નજરો નજર જોયા વગર આવી શકે નહિં.

ચકલામાં દેશી પરદેશી વસ્તુઓનો છુટક વેપાર ચાલે છે, અને ઘણું કરી દરેક જાતની દુકાન ત્યાં જોવામાં આવે છે.

માંડવીમાં જથાબંધ વેપાર અને ખાંડબજાર, કાથાબજાર, ભાતબજાર, ખોખાબજાર, વિગેરે બજારો છે. દેશી વેપારીઓની પુષ્કળ પેઢીઓ છે.

ડોંગરીનો થોડો ભાગ, બીજી જમીનથી ઉંચો છે, અને તેથીજ ડુંગર-ડોંગર, ઉપરથી તે ભાગને ડોંગરી કહે છે. તેમાંના એક ભાગને ખડક કહે છે. દરિયામાં ટેકરી હોય તેને ખડક કહે. પહેલાં તે ભાગને અડોઅડ દરિયો હતો તેથી તેને ખડક કહેતા, હજી પણ તેને ખડકના નામથીજ ઓળખવામાં આવે છે.

મુંબાઇના આ વિભાગમાં મોટી જેલ, (તુરંગ) સિવાય બીજાં જોવા જેવાં મકાનો કે તેવું કાંઇ નથી. પણ ગીચ વસ્તી, વેપારની ધમાલ, લોકો

ની ઠંડ, અને પ્રતિકૂળ સંજોગો વચ્ચે પણ લોકો રહી શકે છે, એ જોવા જેવું છે ખરૂં.

સી. વોર્ડ પણ બી. વોર્ડ જેવોજ. માત્ર જરાક વધારે ઉજળો અને હવે તો પહોળા મોટા રસ્તા થતાં—હવાશીલ અને ઉજાસવાળો થતો જાય છે, તથા નવાં મકાનો પણ સારાં સારાં બંધાતાં જાય છે. ક્રાફર્ડ મારકીટ, જુમામસીદ, કાળકાદેવી, ભૂલેશ્વર, વૈષ્ણવની હવેલીઓ, મુંબાદેવી વગેરે જાણવા અને જોવા લાયક સ્થળો છે.

ક્રાફર્ડ મારકીટનું મકાન ગંજાવર અને સુશોભિત છે. તેમાં ફળફુલ, શાકભાજી, દાણો કરિયાણા વગેરે બધું મળે છે. આ વોર્ડમાં ભૂલેશ્વર શાકમારકીટ અને નળ બજાર મારકીટ એ બે બીજી મોટી મારકીટો પણ આવેલી છે.

તેમ કાપડની બધી મારકીટો પણ આ ભાગમાંજ છે.

પાયધુની નામના જાણીતા ભાગમાં ઘણી ટ્રામો ભેગી થાય છે અને ત્યાંથી ફંટાઈ જૂદે જૂદે રસ્તેથી છૂટી પડે છે. એમ કહે છે કે પહેલાં ત્યાં જ્યારે દરિયો હતો ત્યારે લોકો પગ ધોવાને આવતા અને તેથી તે જગાનું નામ પાયધુણી—પગ ધોવાની જગા—એવું પડેલું છે.

આ વોર્ડમાં છેક દક્ષિણ—પશ્ચિમ ખૂણાપર ધોબીતળાવ હતું—હવે તે પુરી દેવાયું છે—ત્યાં આગળના વખતમાં ધોબીઓ કપડાં ધોતા, તેથી તેનું તેવું નામ પડયું હતું. વસ્તી વધતાં ત્યાં ધોબીઓને ધોવાની મના કરવામાં આવી અને વપરાશ વગરનું રહેવાથી હળવે હળવે પાણી બગડવા લાગ્યું એટલે છેવટે તેને પૂરી દેવામાં આવ્યું છે.

## પ્રકરણ ૧૯ મું.

### વોર્ડ ડી. ઈ. એફ. જી.

એ વાર્ડના કોલાબા અને કોટના પશ્ચિમ ભાગના જેવોજ સારાં મકાનોથી સુશોભિત અને ખુલ્લી હવાવાળો ભાગ ડી. વોર્ડમાં વાલકેશ્વર અને ખંભાળા હીલવાળો ભાગ છે. તે ભાગ પણ દ્વીપકલ્પ છે. તેની અણી તે વાલકેશ્વર ભૂશિર. તેમાં વાલકેશ્વરનું મંદિર છે. ગવર્મેન્ટ હાઉસ—નામદાર

ગવર્નર સાહેબને રહેવા માટે બંગલો છે. ઠેઠ છેડે નાનું તોપખાનું પણ છે. વાલકેશ્વરનો ભાગ બધો જે ટેકરી ઉપર છે, તેને મલબારહીલ કહે છે. ખંભાળા હીલપાસે મહાલક્ષ્મીનું મંદિર છે. અને મહાલક્ષ્મીનું મોટું તોપખાનું પણ ત્યાંજ છે.

આ વોર્ડમાં મોટો ભાગ ગીરગામનો છે. તેથી તેને ગીરગામ વાર્ડ, કહે છે. આ વોર્ડમાં બી. બી. નાં સ્ટેશન, ચર્નીરોડ, ગ્રાન્ટરોડ, અને મહાલક્ષ્મી છે.

ગોવાળીયા તળાવ હવે પુરી દેવામાં આવ્યું છે. ઝુલાબાગ, બાબુલનાથનું મંદિર, અને ચોપાટી, એ બધાં આ વોર્ડમાં છે, મહાલક્ષ્મીનાં તોપખાનાં પાસે પણ ફરવાની જગા છે.

ગામદેવીનો ભાગ હમણાં સુધર્યો છે, અને સેન્ડહર્સ્ટરોડ તથા લેમિંગ્ટનરોડ બે મોટા રસ્તા નવા થયા છે. પહેલાં સધારણ મકાનો હતાં તેને બદલે તે રસ્તાઓ પર હવે ખુલ્લાસવાળાં, સુશોભિત બાંધણીનાં, સારાં સારાં મકાનો બંધાયાથી તે ભાગનો દેખાવ બહુ સુધરી ગયો છે. ૨૦ મે પાને નકશામાં જુઓ, એટલે આ ભાગ સી. અને ઈ. થી કયાં જુદો પડે છે તે જાણવામાં આવશે.

## ઈ.

ઈ. વોર્ડમાં મુખ્ય ભાયખલા હોવાથી તે વોર્ડ ભાયખલાના નામથી ઓળખાય છે. રાણીબાગ, વિકટોરીયા ટેકનીકલ ઈનસ્ટીટયુટ, જી. આઈ. પી. નાં મઝગામ, ભાયખલા, સ્ટેશન આ વોર્ડમાં છે.

આ વોર્ડની જમીન બીજા કરતાં નીચી છે. તેનું કારણ જાણો છો? જુઓ, નકશામાં મહાલક્ષ્મી અને વરલી અગર ડી વોર્ડ અને જી, વોર્ડને જોડનારી નાની લીટીઓ છે. ત્યાંથી પહેલો દરિયો અંદર આવતો અને પાણી ફરી વળતું. તે અટકાવવાને માટે હોર્નબી નામના એક ગવર્નર સાહેબે ત્યાં દિવાલ બાંધી લીધી અને એમ કરી દરિયાનાં પાણીને અંદર આવતું અટકાવી દીધું. તે દિવાલને હોર્નબી વેલાર્ડ અગર વરલીનું બાણુ કહે છે. પાણી આવતું બંધ થયું એટલે હળવે હળવે નીચી જમાઓ પુરી પુરી ઉંચી કરતા ગયા અને રહેવાય તેવી થઈ એટલે મકાનો થયાં.

પૂર્વ તરફ **મઝગામ** બંદર, **ટાંકબંદર**, એ બે બંદરો છે. અને ભંડાર **વાડા હીલ** પણ તેના પેટા વિભાગમાં છે. **નાગપાડામાં** વસ્તી બહુ ગીચ છે. **'તાડદેવ, કામાટીપુરા'** પણ આ ભાગનાજ પેટા વિભાગ છે.

**એફ.**

**એફ** વોર્ડ **પરેલ** વોર્ડના નામથી ઓળખાય છે. તે વિભાગ વિસ્તારમાં બીજાથી મોટો છે, પણ વસ્તીમાં કમ છે. મોટી મોટી મિલો ઘણી ખરી આ વિભાગમાં છે. પહેલાં **પરેલ** નામનું નાનું ગામડું હતું, પણ વસ્તી વધતાં વધતાં વચ્ચેની ખુલ્લી જગાએ મકાનો થઇ ગયાં અને તે મુંબઈ સાથે જોડાઇ ગયું.

**શીવડી** અને દાદર, **માટુંગા નાયગામ** એ બધા ભાગો આ વોર્ડમાં છે. તેમજ **ધારાવી** જેમાં માછીમારોની પુષ્કળ વસ્તી છે, તથા **શીવ** જેમાં ચામડાનું કારખાનું છે તે પણ આ વોર્ડમાં છે. ૧૬ મે પાને નકશો છે તેમાં જુઓ, એ બધા ભાગ બતાવ્યા છે.

**જી. આઇ. પી. નાં ચીચપોકલી, કરીરોડ, પરેલ, દાદર, માટુંગા, શીવ**, એ બધાં સ્ટેશન આ વિભાગમાં છે. અને બી. બી. ના **લોઅરપરેલ, એલ્ફીન્સ્ટનરોડ. દાદર, માટુંગારોડ,** પણ આ ભાગમાંજ છે.

શીવડીમાં એક કિલ્લો છે. શીવડીની દક્ષિણે નાનો અખાત છે. તેને **'અરબી અખાત'** કહે છે. અને તેની ઉત્તર બાજુની અણી તે **'શીવડી'**ની ભૂશિર છે. ત્યાં પણ નાનું તોપખાનું રાખવામાં આવ્યું છે.

**જી.**

**જી.** વોર્ડ **માહીમ** વોર્ડના નામથી ઓળખાય છે અને **વરલી** અને માહીમ એ બે ભાગોનો બનેલો છે. **વરલી**માં મામાહાજીની ટુક, તથા **વરલી**ની ભૂશિર છે. **માહીમ**ની પશ્ચિમે **માહીમનો ઉપસાગર** છે. માહીમમાં નાળીએરી અને તાડની ઝાડીઓ ઘણી છે. **બી. બી.** નું મુંબઇનું છેલ્લું સ્ટેશન **માહીમ** છે.

**માહીમમાં** જૂનાં મકાનો, તળાવો, **મંદિરો**, વિગેરે જુનું જુનું માલમ પડે છે, તેથી જાણી શકાય છે કે પહેલાં **માહીમ** કાંઇક મોટું ગામ હોવું જોઇએ. બેટનો તે ભાગ સર જમીનને લગતો હોવાથી વધારે જાણીતો હતો. આગળના વખતમાં મુંબઇના બેટ કરતાં **માહીમ** બહુ જાણીતું હતું અને સારા લોકોની તેમાં વસ્તી હતી.

માહીમમાં મુસલમાનોની વસ્તી સારી સંખ્યામાં છે, ત્યાં તેમના મોટા પીરની દરગાહ છે, જ્યાં ઓરસને વખતે મોટો મેળો ભરાય છે. મુસલમાનોનું તે જાત્રાનું સ્થળ ગણાય છે.

માહીમ, ધારાવી અને શીવની ઉત્તરે વાંદરાની ખાડી છે, અને ત્યાંથી ઉત્તરે જઇએ એટલે થાણા જીલ્લાનો ભાગ આવે છે. બી. બી. નું સ્ટેશન વાંદરા અને જી. આઈ. પી. નું કુરલા, એ બંને થાણા જીલ્લામાં આવેલાં છે.

મુંબઇ બેટ એ એક જુદોજ ભાગ ગણાય છે. થાણા જીલ્લો, તેની નજીકનો એક જીલ્લો છે. આ ભાગો મુંબઇ ઈલાકાના પેટા ભાગો છે. મુંબઇ ઇલાકાના ઘણા જીલ્લાઓ છે, દેશી રાજ્યો છે; તે બધા ઉપર મુંબઇ ઇલાકાના નામદાર ગવર્નર સાહેબનો અમલ છે. તેથી તે આખા ભાગને મુંબઈ ઇલાકો એવું નામ આપવામાં આવ્યું છે. મુંબઇ ઇલાકાના એક નાના ભાગની હકીકત જાણ્યા પછી હવે મુંબઈ ઈલાકા વિષે થોડું જાણવાની જરૂર છે. પણ તે પહેલાં મુંબઇમાં રહેનારાએ બીજી થોડી પરચુરણ હકીકત જાણવી જોઇએ એટલે તે વિષે બે ત્રણ પ્રકરણ આપ્યા પછી મુંબઇ ઇલાકા વિષે વાતો કરીશું.

## પ્રશ્ન.

૧ આપણે અત્યારે મુંબઈ બેટના કયા વોર્ડમાં છીએ ?
૨ સેક્રેટરી સાહેબની ઓફિસ કયા વોર્ડમાં છે ?
૩ રાણીબાગ જવું હોય તો અહિંથી કયા કયા વોર્ડમાંથી પસાર થવું જોઇએ ?
૪ વોર્ડના નાના ભાગ શા માટે કર્યા હશે ?
૫ મુંબઇ બેટમાં લોકલ ગાડીઓ કયાં કયાંથી કયાં કયાં સુધી દોડે છે ?
૬ એટલી બધી ગાડીઓમાં કોણ કોણ જતું હશે ?
૭ તમે કોઇ વાર દશ સાડા દશે ગાડીએ ગયા છો ? કોણ હોય છે ? કેટલા જણ હોય છે ?
૮ એટલા બધા લોકો મુંબઇમાં શા માટે રહે છે ?
૯ મુંબઇમાં વેપારની સગવડ શાને લીધે છે ?

૧૦ મુંબઈનું બારૂં તમે જોયું છે ?
૧૧ ગોદી કોને કહે ?
૧૨ વાડી બંદરે તમે માલ ચઢતો ઉતરતો જોયો છે ?
૧૩ એ બધી ધમાલ શી હશે ?
૧૪ ધંધારોજગારની સાથે આનંદ મંગળની પણ જરૂર ખરી ?
૧૫ આનંદ લેવાનાં કયાં કયાં સાધનો છે ?
૧૬ મુંબાઇના કયા ભાગમાં વસ્તી વધારે હશે ?
૧૭ મોટી સુંદર સુશોભિત દુકાનો કયાં છે ?
૧૮ કોઇ એકાદ દુકાન તમે જરા ધ્યાનથી જોઇ છે ? ત્યાં શું શું હતું ?
૧૯ મુંબઇમાં બધા તમારા જેવી બોલી બોલે છે ? તમે કઇ કઇ સાંભળી છે ?
૨૦ તમે જે જે લોકો જોયા હોય તેના પહેરવેશની વાત કરી શકશો ?

## પ્રકરણ ૨૦ મું.

### થોડીક સામાન્ય હકીકત.

### લોકલ રેલગાડીઓ.

મુંબાઈ મોટું શહેર છે. તેમાં રહેનારાંઓને કેટલીક વખત કામ કરવાના સ્થાનથી ઘણે દૂર રહેવું પડે છે. તેથી રહેનારાની સગવડ માટે રેલગાડીઓ લોકલ દોડાવે છે. બી. બી. અને જી. આઈ. પી. બંનેની લોકલો દોડે છે. બી. બી. ની ગાડીઓ વાંદરા સુધીમાં ઘણી દોડે છે. લગભગ દર અડધા કલાકે ગાડી હોય છે. મુંબઇમાં કામ કરનારા કેટલાક લોકો થાણા જીલ્લાના વાંદરા, સાન્તાક્રુઝ, અંધેરી, બરોલી, અને કોઇ તો વિરાર સુધી પણ રહે છે, એટલે ત્યાં સુધી પણ લોકલો દોડે છે. તેમજ જી. આઇ. પી. તરફ કુરલા, ઘાટકોપર, થાણા અને કલ્યાણી સુધી લોકલો દોડે છે.

લોકલમાં બેસતાં પહેલાં ટાઇમ ટેબલ જોયા વિના રહેવું નહિ, કારણ કોઇ કોઇ ગાડી કોઇ કોઇ સ્ટેશને ઉભી રહેતી નથી.

એક ગાડી ચુકાય તો અરધો કલાક ખોટી થઈ રહેવું પડે છે, એટલે મિનિટની કિમ્મત બહુ ગણવી જોઈએ, અને હંમેશાં વખતસર આવવાની અને કામમાં સામયિક રહેવાની ટેવ પાડવી.

## ટ્રામ, વિકટોરીયા, ટૅકસી.

રેલગાડીઓ કાંઇ બધેય કામમાં ન આવે, શહેરમાં અંદરને અંદર જવા આવવા ટ્રામ ગાડીઓ દોડે છે. તે પણ પાટા પરજ ચાલે છે. હમણાં વીજળીની ગાડી થઇ છે. ત્યારથી તેનાં પણ સ્ટેશનો થયાં છે. થોડે થોડે છેટે સ્ટેશનો છે તે લાલ પાટીયાંપરથી જાણી શકાય છે. ચાલતી ટ્રામે કદી ઉતરવું ચડવું નહિ. તેની ટીકીટ એક સરખી છે. બધે એક આનામાં જવાય છે. માત્ર નવા રસ્તાએ જવા માટે ૭ પૈસા આપવા પડે છે. સાધારણ ટીકીટ ધોળી હોય છે. ૭ પૈસાવાળી ટીકીટ પીળી હોય છે. ટ્રામ બદલવી ન પડતી હોય છે તો છોકરાંની અરધી ટીકીટ લેવામાં આવે છે તે ટીકીટ ગુલાબી રંગની હોય છે.

તેથી પણ નજીકનજીક જવું હોય અને તુર્ત પહોંચવું હોય તો ભાડુતી ઘોડા ગાડી—વિકટોરિયા—મળે છે. તેના પણ દર નકકી કરેલા હોય છે. હમણાં હમણાં મોટરો પણ ભાડુતી થઇ છે તેને 'ટૅકસી' કહે છે.

મુંબઇ બેટમાં ફરવા જોવા નીકળવું હોય તો રેલગાડી અને ટ્રામના સ્ટેશનોની માહિતી બરાબર મેળવવી જોઇએ. રેલ ગાડી તો બન્ને જુદી જુદીજ દોડે છે, અને એકમાંથી બીજીમાં જવું હોય તો માત્ર દાદરજ અનુકૂળ પડે છે. ટ્રામનાં જંકશનો ઘણાં છે. પહેલું પાલવા બંદર, જેને મ્યુઝયમ નામ આપ્યું છે તે, પછી ટંકશાળ પાસે અને કારનાક બંદર પાસે, બોરી બંદર, ક્રાફર્ડ મારકેટ અને ધોબી તળાવનાં જંકશનો તથા સૌથી મોટું પાયધુની છે. નળબજાર, જે જે. હસ્પીતાલ અને ગ્રાન્ટરોડ કારનર પાસે બબ્બે ટ્રામો સામસામી મળે છે. છેલ્લુ જાણવા જેવું પારસી સ્ટેચ્યુ જેને ખડા પારસી અગર ઉભો પારસી કહે છે, તે છે. ટ્રામની ટીકીટમાં વિગત આપી હોય છે, તે ઉપરથી અને ટ્રામની ઉપર પાટીયાં હોય છે, તે ઉપરથી ખબર ન પડે તો ટ્રામના ટીકીટ માસ્તરને પુછીનેજ ગાડીનો ઉપયોગ કરવો. અજાણ્યા માણસે આ સંબંધે બરાબર કાળજી રાખવી જોઇએ.

મુંબઇમાં ભૂલા પડીએ તો પોલિસના સિપાઇને પૂછવાની ટેવ રાખવી, મુંબઇમાં પોલિસની સગવડ બહુ સારી છે. ઠેકઠેકાણે સિપાઇઓ રાત દિવસ ઉભાજ હોય છે. ગાડી ઘોડાની દોડધામ એટલી બધી રહે છે કે તેવો બંદોબસ્ત ન હોય તો કોઇ વાર ચગદાઇ મરીએ. નાકે નાકે પોલિસના સિપાઈ

દેખરેખ રાખે છે. અને ગાડીવાળાને હુકમ આપી કોઇવાર જરૂર પડે તો અટકાવી શકે છે. ભૂલા પડેલાને પણ પોલિસના સિપાઇ મદદ કરે છે. માટે અડચણના વખતમાં સિપાઇને શોધી તેને પૂછી જોવાથી અડચણ દૂર થાય છે. તમે ધ્યાન રાખ્યું હશે તો કોઇ વાર પોલીસના સિપાઇ કોઇ ગાડીને રોકે છે, અને બાજુ બદલવા કહે છે. આમ શા માટે કરે છે તે જાણો છો ? ગાડીઓ હાંકવાવાળાએ પોતાના ડાબા હાથ તરફના ભાગપર જ ગાડી હાંકવી જોઇએ, એવો કાયદો છે. તે કાયદો કોઇ તોડે તો પોલિસનો સિપાઈ તેની ખબર લઈ તેને સુધારે છે. આવું કરવાનું કારણ તો સમજી શકાય તેવું છે. મોટી સડકે ઉભા રહેશો અને પાંચ મિનિટમાં જોશો તો તેટલા વખતમાં તો સો પચાસ ગાડી આવજા કરી જાય છે. તેવે વખતે આડી અવળી મરજીમાં આવે તેમ ગાડી હંકારે તો કેટલો ગોટાળો થાય ? માટે નિયમ કર્યો છે કે હાંકવાવાળાએ પોતાની ગાડી ડાબા હાથ પર જ રાખવી, જેથી ગાડી સામસામી અથડાવાનો વખત જ ન આવે.

માણસો માટે પણ ખાસ સગવડ છે, તે જાણો છો ? રસ્તાને બન્ને છેડે જરા ઉંચી લીધેલી પગથી છે. તેને 'ફુટપાથ' કહે છે. તે માણસો માટે છે. રસ્તાપર ગાડી ઘોડાની ધમાલ હોવાથી સલામતી ઓછી ગણાય, માટેજ આવી પગથી રાખી છે. છોકરાંઓએ હંમેશાં તેનોજ ઉપયોગ કરવો, જેથી અકસ્માતનો સંભવ જ ન રહે.

એક બાજુએથી સામી બાજુએ જતાં કે ટ્રામ પાસેથી પસાર થતાં ઘણીવાર લોકો ભૂલ કરે છે, અને તેથી અકસ્માતના ભોગ થઇ પડે છે. ચારે બાજુ નજર કરી, સંભાળ રાખીનેજ જવું, દોડવું તો કદી નહિં, અને જ્યાં મુંઝવણ જેવું લાગે ત્યાં તુર્ત પોલિસનો સિપાઇ ઉભો હોય તેની પાસે જતું રહેવું. નાનાં છોકરાંએ તો ખાસ સંભાળ રાખવી.

## બંબા.

મુંબઇ મોટું શહેર છે, અને વખતે વખતે આગ લાગવાનો સંભવ છે, તેથી ઠેક ઠેકાણે બંબાઓ રાખ્યા છે. આગની ખબર મળતાં તેઓ એકદમ તૈયાર થઈ નીકળી પડે છે, અને પાણીની અને બીજી મદદ આપવા પહોંચી જાય છે. હવે તો રસ્તે રસ્તે નાના ટુંકા થાભલાપર નાની પેટીઓ રાતા રંગની ગોઠવી છે. તેમાં એક જગાએ કાચ જડેલો હોય છે.—જરૂર

પડે ત્યારે તે કાચ ફોડી અંદરની ચાવી ફેરવવાથી બંબાવાળા એકદમ હાજર થાય છે, અને આગ ઠારવા માટે સત્વર મદદ મળી શકે છે.

### વેપાર.

મુંબઈમાં ખરીદી વખતે બહુ સાવચેતી રાખવી પડે છે. જૂદી જૂદી વસ્તુઓ જૂદી જૂદી રીતે વેચાય છે. કોઇ માપથી, કોઇ તોલથી, કોઇ ગણીને, કોઇ ભરીને; અને શેર પણ જૂદા જૂદા; તેમાં વળી આપણા દેશી વેપારીઓની રીત માલ અને ભાવમાં એકવચની રહેવાની ન હોવાથી ઓર મુશ્કેલી પડે છે. અંગ્રેજી વેપારીની પેઠે દરેક માલનો—ચીજનો—એકજ અને સરખોજ ભાવ રાખવામાં આવે તો કેવું સારૂં! હમણાં હમણાં તેવી રીતના દુકાનદારો વધતા જાય છે એ ખુશી થવા જેવું છે.

### ટેલીફોન.

ટપાલ અને તાર વિશે તો તમે જાણતા હશો. તારના જેવી મુંબઇમાં ટેલીફોનની સગવડ છે. દૂર રહેનારાઓ તેથી વાતચીત કરી શકે છે. ટપાલ પણ મુંબઇમાંને મુંબઈમાં કાગળો મોકલવા ઉપયોગી થઈ પડે છે. કોટમાં તો દર કલાકે અને બીજી જગાએ જરૂર પ્રમાણે કાગળો આપવા માટે સગવડ કરવામાં આવે છે.

## પ્રકરણ ૨૧ મું.

### મુંબાઈનાં હવાપાણી.

વેપાર રોજગારને માટે મુંબઈ બહુ સારૂં છે. પણ ગુજરાતીઓને તેનાં હવાપાણી ઘણે ભાગે માફક આવતાં નથી. ગુજરાતીઓ સુકી હવામાં જન્મેલા અને ઉછરેલા તેથી અહિંની દરિયાને લીધે ભેજવાળી રહેતી હવા તેમને બહુ માફક આવતી નથી. તેમ દેશમાં પાણી પણ કુવા નદીનું વપરાય છે. તેને બદલે આહિં દૂર દૂર બાંધેલાં તળાવોમાંથી નળ વાટે આવે છે. તે પણ બહુ અનુકૂળ પડતું નથી. વળી મહેનત મજુરી આંહિં ઘણી પડે છે, અને તેના પ્રમાણમાં ખોરાક પણ લઇ શકાતો નથી. ગુજરાતીઓ ઘી અને દૂધ પર આધાર રાખનારા હોય છે, અને આંહિં ઘી તો સારૂં મળેજ નહિં, અને દૂધ પણ એટલું મોંઘું અને છતાં એવું ભેળવાળું મળે છે કે તેનો ઉપયોગ કરી શકાતો નથી. વળી ગીચ વસ્તી, સંખ્યાબંધ કારખાનાંઓ વગેરેથી પણ હવા બગડેલી જેવીજ રહે. શહેરસુધારાના ચાંપતા ઉપાયો લેવાય છે, એટલે મુંબઇની હવા બીજા તેવાં શહેરોના પ્રમાણમાં કાંઇ વધારે ખરાબ

નથી રહેતી. છતાં, ગુજરાતીઓને મુંબઇ બહુ માફક આવતું નથી અને પાણી લાગ્યાના કિસ્સાઓ અવાર નવાર બન્યાજ કરે છે. દક્ષણીઓનો તો આ દેશજ ગણાય. દખ્ખણ અને મુંબઈની હવામાં ઘણો ફેર નથી. એટલે તે લોકોને ગુજરાતીઓ જેટલી મુશ્કેલી પડતી નથી. ગુજરાતીઓ ખોરાકમાં ધ્યાન રાખે અને રહેવાનાં મકાનમાં સારી પસંદગી કરે તો તેઓ પણ રહી શકે છે. સમૃદ્ધિવાળા ગુજરાતીઓને પાણી લાગવાના સંભવ ઓછા છે.

આટલા બધા માણુસો રહેતાં હોય, ત્યાં ગંદકી કેટલી બધી હોય? જૂનું કોઈ શહેર જોશો, અને તે મુંબઇથી દશમા ભાગનું હશે તો પણ ત્યાં ગલીચી–ભેજ, ખરાબ ગંધ માલમ પડશે. પણ મુંબઈમાં તેવું બહુ નથી. તેનું કારણ એવું છે કે રસ્તા નીચે ગટરોની વ્યવસ્થા બહુ સારી છે. ગંદકી માત્ર ગટરો દ્વારા એકદમ દૂર લઇ જવામાં આવે છે. પાણી પણ એકદમ પસાર થઇ જાય છે. તેથી આટલી બધી વસ્તીમાં જેવી ગંદકી હોવી જોઇએ તેના પ્રમાણમાં તો મુંબાઇમાં ગંદકી થોડી છે.

હજી ગંદકી રહે છે, તેનું કારણ આપણે લોકો ઘણે ભાગે છીએ. કચરાને માટે જગા રાખી હોય ત્યાં નાખીયે નહિ, અને ગમે ત્યાં ફેંકી દઇએ તો ગંદકી વધે. ચાલીઓ સાફ રાખવાની અંદર રહેનારાજ દરકાર કરે તો કેટલું બધુ સારૂં પરિણામ આવે!

વળી પ્લેગ કે તેવો રોગ આવે ત્યારે લોકો મદદ કરતા રહે, મકાનો ખાલી કરે, અને દાકટરો જે જે રસ્તા બતાવે તે પ્રમાણે વર્તે તોપણ માંદગી ઓછી થઈ જાય ખરી.

મેલેરિયા રહેવાનું કારણ ભેજ છે. પોતપોતાના ઘર પાસેથી ભેજ દૂર કરવો એ તો રહેનારાનુંજ કામ છે. તેમનોજ સ્વાર્થ છે. હમ્મેશાં ખુલ્લી હવામાં એકાદ કલાક તો ફરવુંજ જોઇએ. યોગ્ય કસરત પણ કરવી જોઇએ, ખાવા પીવામાં પણ, જે તે વાપર્યા ન કરવું જોઇએ. આવી આવી સંભાળ રાખવામાં આવે તો હવાપાણીની જે મોટી ફર્યાદ ઘણા ખરા કરે છે તે ઘણે ભાગે આપો આપજ દૂર થઇ જાય. માટે છોકરાઓએ યાદ રાખવું કે,

૧ પોતાના કે પારકાના ઘરમાં, શેરીમાં, કે ચાલીમાં ક્યાંય પણ ગંદકી કરવી નહિ.

૨ હમ્મેશાં યોગ્ય કસરત કરવીજ જોઇએ.

૩ હમ્મેશાં એકાદ કલાક ખુલ્લી હવામાં ફરવા જવું.

૪ ખાવા પીવામાં જે તે વસ્તુઓનો ઉપયોગ ન કરવો; ભૂખના પ્રમાણમાં ખાવું ખરૂં, પણ માબાપ કે મોટેરાં કહે તેવીજ વસ્તુઓ વાપરવી.

# પ્રકરણ ૨૨ મું.

## જુનું મુંબઈ.

મુંબઈ હમણાં જેવો એક બેટ છે તેવો પહેલાં નહોતો. હમણાં પણ તેને બેટ કહીએ છીએ ખરા, પણ ખરી રીતે જોતાં તે હવે બેટ રહ્યો નથી. શીવથી કુરલા તરફના ભાગમાં હવે દરિયો લગભગ પૂરી દઇ જમીન જેવુંજ કરી નાખવામાં આવ્યું છે એટલે હવે ખરી રીતે કહીએ તો મુંબઇ દ્વીપકલ્પજ થઈ ગયો છે. પણ આગળના વખતમાં તો એ બધા ભાગ છુટા છુટા હતા. નાના નાના બેટ હતા. જૂનાં મુંબઇનો નકશો ૪૯ મે પાને જુઓ. નાના નાના સાત ભાગ ગણી કાઢો. નં૦ ૧ વાળો, નં૦ ૨ વાળો, નં૦ ૩ થી ૮ તથા નં૦ ૧૧–૧૨ વાળો, નં૦ ૯ વાળો, નં૦ ૧૦ વાળો, નં૦ ૧૩ વાળો અને નં૦ ૧૪ થી ૧૭ વાળો એમ સાત બેટ હતા. નં૦ ૧ જે હાલમાં **માહીમ** કહેવાય છે તે તો આગળના વખતમાં '**મહિકાવતી**' નામની પ્રખ્યાત નગરી ગણાતી. આ બેટડાઓ પહેલાં કોકણના રાજાઓના તાબામાં હતા, અને તે વખતે માહીમ મોટું મથક હતું. કોકણના રાજાઓ પાસેથી મુસલમાનોએ તે જીતી લીધું અને ગુજરાતના સુલતાનોના હાથમાં તે ભાગ આવ્યો, અને એ પ્રમાણે એ ટાપુઓ ઘણો વખત ગુજરાત સાથે જોડાયેલા રહ્યા. પણ મુસલમાનો પાસેથી પોર્ટુગીઝ–ફીરંગી–લોકોએ તે પડાવી લઇ પોતાની સત્તા ત્યાં જમાવી. ઇ. સ. ૧૬૬૨ માં એટલે આજથી લગભગ અઢીસો વર્ષ પહેલાં ફીરંગીઓના રાજાએ મુંબઇનો બેટ અંગ્રેજના રાજાને પહેરામણીમાં આપ્યો. ત્યારથી તે અંગ્રેજોના હાથમાં આવ્યો. હળવે હળવે સાતે ટાપુ અંગ્રેજોના હાથમાં આવી ગયા. અને માહીમના કરતાં મુંબઇ વધારે સારૂં લાગવાથી અંગ્રેજોએ મુંબઈમાંજ પોતાનો વસવાટ કર્યો. મુંબઈનાં બારાંનો ભાગ બહુ સલામતી ભરેલો લાગવાથી સુરતમાંથી મથક કાઢી મુંબઇને પોતાનું મથક બનાવ્યું, અને હળવે હળવે તેને સુધારતા ગયા. વેપારની સગવડ, જાનમાલની સલામતી, કમાણીની આશા એવાં એવાં કારણોથી વસ્તી વધતી ગઇ એટલે હળવે હળવે દરિયો પૂરી, ભરતીનાં પાણી આવતા હતાં તેને અટકાવી, રહેવા લાયક જમીન વધારતા ગયા. હળવે હળવે સાતે બેટ જોડાઇ ગયા. હજી સુધારા ચાલુજ છે. પહેલાં નાની ગલીઓ, સાંકડા

રસ્તા, અંધારાં મકાનો, તકલદી અને બેડોળ માળાઓ એવું એવું હતું, તેને બદલે હવે ગલીઓ મોટી કરવામાં આવે છે, સુંદર રોનકદાર મકાનો બંધાય છે, ઝાત્કાર થઇ રહે તેવા દીવાઓ વધારવામાં આવે છે, દરેક મકાનમાં હવા અને અજવાળું પુષ્કળ આવે તેવી કાળજી રાખવામાં આવે છે અને એ પ્રમાણે મુંબઇને દરેક રીતે શોભાવવાની અને સગવડવાળું કરવાની મહેનત લેવામાં આવે છે. હિન્દુસ્થાનમાં મુંબઇ જેવું મોટું છે તેવું જ સુંદર પણ થતું જાય છે.

જુનાં મુંબઇના નકશામાં જે નંબરો છે તે કઈ કઈ જગા બતાવે એ નીચે આપ્યું છે.

નં. ૧ માહીમ, નં. ૨ વરલી, નં. ૩ મહાલક્ષ્મીનું મંદિર નં. ૪ વાલકેશ્વરનું મંદિર, નં. ૫ ગીરગામ, નં. ૬ કોળવાડ—હાલનું કાવેલ, નં. ૭ હનુમાન મંદિર, નં. ૮ પાલ્લવા બંદર, નં. ૯ અલઉમાન ટાપુ, નં. ૧૦ કોલભાટ અગર કોલાબા, નં. ૧૧ ડોંગરી, નં. ૧૨ પાયધુની, નં. ૧૩ મચ્છગાંવ, હાલનું મઝગામ, નં. ૧૪ પરેલ, નં. ૧૫ નાયગામ નં. ૧૬ શીવડી, નં. ૧૭ સીમ, હાલનું શીવ. નં. ૧૮ વાંદરા, મુંબઇની બહાર. નં. ૮ ની ઉપર કોટ કેટલામાં હતો તે બતાવ્યું છે.

## પ્રકરણ ૨૩ મું.

### મુંબઈ બેટની ભૂગોળ—યાદીરૂપ.

**દરિયો**—ચારે બાજુ છે, અરબી સમુદ્રના નામથી તે ઓળખાય છે. દક્ષિણ તરફ બૅકબે ઉપસાગર, માહીમની પશ્ચિમે માહીમનો ઉપસાગર. બેટની ઉત્તરે વાંદરાની ખાડી. શિવડીની દક્ષિણે અરબી અખાત. બેટની પૂર્વે જે દરિયો છે તે મુંબઇનું બારૂં કહેવાય છે, તે મોટો વિશાળ દરિયો નથી, પણ અરબી સમુદ્રનો ભાગ જમીનમાં પેસી ગયેલો છે. તે બારાં પછી પૂર્વ તરફ જતાં જમીનજ આવે છે.

**ભૂશિર**—દરિયામાં જમીનનો ભાગ લાંબો થઈ ગયો હોય તેવી અણીયો ભૂશિર કહેવાય છે વાલકેશ્વર, કોલાબા, વરલી ત્રણ મોટી ભૂશિરો છે. મામાહાજીની ટુક, શીવડી, એ બે નાની છે.

**દ્વીપકલ્પ**—કોલાબા અને વાલકેશ્વર; વરલીનો થોડો ભાગ પણ દ્વીપકલ્પ જેવોજ છે.

**ડુંગરો**—મલબારહિલ, ખંભાળાહીલ, શીવડી, એ કાંઇક મોટી ટેકરીઓ છે; વરલીમાં વરલીહીલ, તથા ભાયખલા વોર્ડમાં ભંડારવાડા હીલ એ નાની નાની છે.

**નદી**—નથી.

**તળાવ**—ઉપયોગમાં આવે એવું પાણી તો કોઈ તળાવમાં નથી કેટલાંક પુરી દેવાયાં છે. અને બીજાં હળવે હળવે પૂરી દેવાય એવો સંભવ છે. ગોવાળીયા તળાવ, ધોબીતળાવ, બાણુગા તળાવ, કાવસજી પટેલનું તળાવ પુરી દેવાયાં છે. ખારાતળાવ તો નામજ રહ્યું છે. નાયગામ તળાવ, ( નાયગામ, શીવ વિભાગમાં ) અને જાંબલી તળાવ ( માહીમ વિભાગમાં ) એ હજી છે.

**બંદર**—મુંબઈ પોતેજ બંદર છે. તેમાં જુદી જુદી જગાએ ડક્કાઓ છે. માલ ઉતરે છે, ચડે છે; તે જુદી જુદી જગાને જુદાં જુદાં નામ અપાયાં છે. તેમને બંદર કહે છે. સાસુનગોદી, પાલવાબંદર, બેલાર્ડ પીયર, પ્રિન્સીસગોદી, વિકટોરીયા ગોદી, એલેકઝાન્ડ્રા ગોદી, એ મુખ્ય છે.

**ફરવા હરવાની જગાઓ**,—ચોપાટી, પાલવાબંદર, બેન્ડસ્ટેન્ડ, રાણીબાગ, ઝુલાબાગ,

**દેવસ્થાનો**—હિન્દુઓનાં,—વાલકેશ્વર, મહાલક્ષ્મી, બાણુગનાથ, ભૂલેશ્વર વૈષ્ણવની હવેલીઓ, મુસલમાનોનાં જાણવાલાયક માહીમની દરગાહ, જુમામસીદ, જકરીયા મસીદ.

**મોટાં મકાનો**,—સેક્રેટરીયટ, હાઇ કોર્ટ, જનરલ પોસ્ટ ઓફીસ, બોરીબંદર સ્ટેશન, મ્યુનીસીપાલ ઓફીસ, મ્યુઝીઅમ.

**જાણવાલાયક સ્થળો**—વેધશાળા, ટંકશાળ, દીવાદાંડી, તોપખાનું, સર જે. જે. અગર બાટલીવાળાની ઇસ્પીતાલ.

### વોર્ડ અને તેના વિભાગ.

| એ. | બી. | સી. |
|---|---|---|
| | | મારકેટ. |
| અપર કોલાબા. | ચકલો. | ધોબીતળાવ. |
| લોઅર કોલાબા. | માંડવી. | ફણસવાડી. |
| દક્ષિણ કોટ. | ઉમ્મરખાડી. | ભૂલેશ્વર. |
| ઉત્તર કોટ. | ડોંગરી. | કુંભારવાડા. |
| એસ્પ્લેનેડ. | | ખારાતળાવ. |

| ડી. | ઇ. | એફ. |
|---|---|---|
| ખેતવાડી. | તાડદેવ. | પરેલ. |
| ગીરગામ. | કમાઠીપુરા. | શીવડી. |
| ચોપાટી | ૧ લો નાગપાડો. | શીવ. |
| વાલકેશ્વર. | ૨ જો નાગપાડો. | જી. |
| મહાલક્ષ્મી | ભાયખલા. | માહીમ. |
| | તાડવાડી. | વરલી. |
| | મઝગામ. | |

( આ પેટા ભાગો મોઢે કરવાની કાંઇ જરૂર નથી. શિક્ષકોએ માત્ર નકશામાં બતાવી જરાક સામાન્ય સમજ આપવી. શિક્ષકની ખાતર જ આ પેટા ભાગો આપ્યા છે. )

## પ્રકરણ ૨૪ મું.

### નકશો કેમ વાંચવો—પાઠ ૨ જો.

ઓરડાનો અને પછી નિશાળનો નકશો કાઢતી વખતે અમુક પ્રમાણ રાખી આપણે તે તે નકશા કાઢવાની શરૂવાત કરી હતી. દરેક નકશામાં તે પ્રમાણ હોય છેજ. સ્કેલ—પ્રમાણ—જાણીએ તોજ નકશાનું ખરૂં જ્ઞાન મેળવી શકાય. એક જગા બીજી જગાથી કેટલી દૂર છે તે જાણવા માટે પ્રમાણ કામમાં આવે છે. તે પ્રમાણ જુદું જુદું રાખી શકાય. થોડી જગામાં મોટા ભાગનો નકશો કાઢવો હોય તો પ્રમાણમાં ફેર પડે, માટે પ્રમાણ પહેલાંજ જાણવું જોઇએ. ૯ મા પાના પરના નકશામાં પ્રમાણ ૧/૨ ઇંચે ૧૨૦૦ માઇલ છે, ૧૧ મા પાના પર નકશામાં પ્રમાણ ૧/૪ ઇંચે ૩૦૦ માઇલ છે, અને ૨૦ મા પાના પરના નકશામાં પ્રમાણ ૧ ઇંચે ૧૦૦૦૦ ફીટ છે. હવે જુઓ, દરેક નકશામાં ખુણામાં પ્રમાણની સૂચના આપી છે, તે ઉપરથી અંતર માપી શકાય, અને એક જગા બીજીથી કેટલી દૂર છે એ સમજી શકાય.

જેમ અંતરને માટે પ્રમાણ છે, તેમ નદી, સરોવર, પર્વત, વિગેરે માટે પણ અમુક જાતના સંકેત છે. અને તેમજ રંગ ઉપરથી પણ નકશાના ભાગ વગેરે વિષે જાણી શકાય છે. રંગ ઘણું કરી રાજ્યને માટે વપરાય છે. મુંબઇ ઇલાકાના નકશામાં રાતો રંગ અંગ્રેજ સરકારના

ખાલસા મુલકનો કરે છે. લીલો રંગ અંગ્રેજ સરકારને તાબે ન હોય તેવાનો છે, અને પીળો દેશી રાજ્યોનો છે, અંગ્રેજ સરકારના ખાલસા મુલકની ઉપજ સરકારની; તેમ તેનાપર બધી જાતની દેખરેખ પણ સરકારની જ છે. લીલા રંગવાળા સ્વતંત્ર ભાગપર અંગ્રેજ સરકારની કશી જાતની સત્તા ન કહેવાય, અને પીળા ભાગ પર—દેશી રાજ્યોપર—અંગ્રેજ સરકાર સાધારણ દેખરેખ રાખે છે. રાજાઓ પાસેથી ખંડણી તરીકે દર વર્ષે અમુક રકમ લે છે, અને રાજાઓને જરૂર પડે ત્યારે મદદ પણ કરે છે. તેની ઉપજ ઉપર અંગ્રેજ સરકારને લેવાદેવા નથી. ઉપજ તો દેશી રાજાઓજ ભોગવે છે.

પાણી ઘણું કરી આસમાની રંગથી જણાવે છે. નકશામાં જ્યાં તેવો રંગ હોય ત્યાં પાણી છે એમ સમજવું. નદી માટે લીટી, રેલ માટે લીટી તથા પર્વત માટે સામસામી ઝીણી ઝીણી લીટીઓ કરે છે. ૧૧ મે પાને હિન્દુસ્થાનના નકશામાં તેની નિશાની શોધી કાઢો. ઉત્તરે છે તે હિમાલય પર્વત છે.

આ પ્રમાણે વપરાતા સર્વ સંકેતો જાણીએ તો જ નકશો બરાબર વાંચતાં, તેના ઉપરથી જ્ઞાન લેતાં આવડે. નકશો વાચતાં આવડે તોજ ભૂગોળ બરાબર શીખ્યા એમ કહી શકાય. તે વિના ભૂગોળ વિદ્યાનું ભણતર પૂરે પૂરો લાભ આપી શકે નહિં. માટે બધા વિદ્યાર્થીઓએ તે જાતનું જ્ઞાન અવશ્ય મેળવવુંજ જોઇએ.

ખાસ નકશો હોય તો તેમાં ખાસ વપરાએલા રંગ કે બીજી નિશાનીઓની સમજ એક બાજુએ ઘણું કરી આપેલી હોય છે. સાધારણ સંકેત તો બધા સરખી રીતેજ સ્વીકારે છે, એટલે તે જણાવવામાં આવતા નથી. પણ ખાસ કાંઇ હોય તો તે તો જણાવેલું હોય છે જ. નકશો વાંચતી જોતી વખતે એ બાબતો પહેલીથીજ ધ્યાનમાં લેવી જોઇએ એ યાદ રાખવું.

પ્રશ્ન.

૧ મુંબઈ ઇલાકાનો નકશો જુઓ, તેમાં મુંબઇ બેટ કાઢયો હશે?

૨ મુંબઇ બેટનો નકશો જુઓ, તે પણ ઇલાકા જેવડોજ છે. ત્યારે ઇલાકામાં બેટ ક્યાંથી આવી શકે?

૩ બેટના નકશામાં જોઈ, માપી, રાણીબાગથી રાજાબાઇ ટાવર કેટલો દૂર છે તે કહો.

૪ ઇલાકાના નકશામાંથી કહો કે મુંબઈથી હૈદરાબાદ કેટલું દૂર હશે? અમદાવાદથી અહમનગર, શોલાપુરથી કોલ્હાપુર, રત્નાગિરિથી કરાંચી; દિવથી ગોવા?

# પ્રકરણ ૨૫ મું.

## બેટ અને ઈલાકો.

મુંબઈ બેટ તથા મુંબઇ ઇલાકો નામદાર ગવર્નર સાહેબને તાબે છે. **એક ગવર્નરના તાબા તળે જેટલો મુલક રાખવામાં આવ્યો છે, તેને ઈલાકો કહે છે.** મુંબઇના ગવર્નરના તાબા તળે **જેટલો** મુલક છે, **તેને મુંબઈ ઈલાકો** કહે છે. **તે** ગવર્નર સાહેબ મુંબઇ ઇલાકાના ગવર્નર સાહેબ કહેવાય છે.

ગવર્નર સાહેબના હાથ નીચે જે મુલક છે તેમાં કેટલાક અંગ્રેજ સરકારના તાબાનો છે. અને કેટલાકમાં દેશી રાજાઓ છે. દેશી રાજાઓના મુલકને **દેશી રાજ્ય**. અગર **સંસ્થાન,** કહે છે. તે સંસ્થાનો અંગ્રેજ સરકારની દેખરેખ નીચે છે. અંગ્રેજ સરકાર તે બધાના ઉપરી છે, અને તેથી **શહેનશાહ જ્યોર્જ સર્વભૌમ** અગર **સમ્રાટના** નામથી ઓળખાય છે. **શહેનશાહ, સાર્વભૌમ, સમ્રાટ** એ શબ્દોનો અર્થ રાજાઓનો પણ રાજા એવો થાય છે. દેશી રાજ્યો શહેનશાહને તાબે છે. પણ અંગ્રેજ સરકાર રાજાઓનાં રાજકાજમાં બહુ ધાલમેલ કરતા નથી. રાજાઓ સારી રીતે રાજ્ય કરે તેટલું જુએ છે. કારભારીઓ અને દિવાનો નીમવામાં સલાહ આપે છે, મંજુરી આપે છે. અને રાજ્ય ઉપર દેખરેખ રાખવા માટે પોતાનો અમલદાર રાખે છે. મોટાં રાજ્યના આવા **અમલદારને રેસીડન્ટ** કહે છે, અને નાનાંના અમલદારને **પોલિટિકલ એજન્ટ** કહે છે.

દેશીરાજ્યો નાનાં નાનાં હોય ત્યારે, અમુક હદમાં આવેલાં રાજ્યોને માટે એકજ અમલદાર **પોલિટિકલ એજન્ટ હોય** છે. તેની દેખરેખ નીચેનાં રાજ્યો મળીને **એજન્સી** થાય છે.

મુંબઇ ઇલાકામાંના અંગ્રેજ સરકારના તાબાના ભાગના ચાર વિભાગ કર્યા છે. **ઉત્તરવિભાગ, મધ્યવિભાગ, દક્ષિણવિભાગ,** અને **સિંધ-વિભાગ** આગલે પાને આપેલા નકશામાં તે ભાગો જુઓ. તે દરેક વિભાગપર દેખરેખ રાખનાર અમલદાર **કમીશનર** કહેવાય છે. અને વિભાગ નાનો હોય તો તેને **પ્રાંત** કહે છે. પ્રાંતમાં જુદા જુદા નાના **ભાગને જીલ્લા** કહે છે. જીલ્લાઓના ઉપરી અમલદારને **કલેકટર** કહે છે.

મુંબઈ બેટ એક જીલ્લો છે પણ તે ઉપર કહેલા વિભાગોમાં ગણાતો નથી. ચાર વિભાગ ઉપરાંત તે પાંચમો નાનો ભાગ છે. તેની ઉત્તરે થાણા જીલ્લો છે. થાણા જીલ્લો એક તરફ ગુજરાત સાથે અને બીજી તરફ મધ્ય વિભાગ સાથે જોડાએલો છે.

બી. બી. સી. આઇ. ગાડી સુરત, ભરૂચ, અમદાવાદ જાય છે. તે બધાં ગુજરાત પ્રાંતનાં શહેર છે. વચ્ચે વડોદરા આવે છે. તે દેશી રાજ્ય છે. પણ આ દેશી રાજ્ય, મુંબઇના ગવર્નર સાહેબના હાથ હેઠળ નથી. તે રાજ્યમાં રેસીડેન્ટ રહે છે, અને તે તો નામદાર વાઇસરોયનાજ સીધા તાબામાં છે. ( વાઇસરોય માટે જુઓ પ્રકરણ ૩૩ મું. )

જી. આઇ. પી. રેલ્વે પુણા અને નાશિક તરફ જાય છે. તે મધ્ય વિભાગનો મુલક છે. અને આગળ જતાં વિજાપુર, ધારવાડ, રત્નાગિરિ વગેરે આવે છે, તે દક્ષિણ વિભાગનાં છે, તેમજ મુંબઇથી પૂર્વ તરફ જતાં ઉરણ બેટ આવે છે, તે તથા અલીબાગ, માથેરાન, એ સ્થળો પણ દક્ષિણ વિભાગમાં છે.

મુંબઇથી આગબોટ રસ્તે સીધા કરાંચી જવાય છે, તે સિંધમાં છે.

દેશી રાજયોમાં વડોદરા સિવાય ખંભાત, રાજપીપળા, કાઠીયાવાડનાં રાજ્યો, કચ્છ, પાલણપુર, એ ઉત્તર વિભાગમાં છે. સિંધમાં ખૈરપુર છે. મધ્ય વિભાગમાં સતારાની જાગીર અને દક્ષિણ વિભાગમાં કોલ્હાપુર એ મુખ્ય દેશી રાજ્યો છે.

આ ઉપરાંત આગબોટ રસ્તે જતાં, વિલાયત તરફની આગબોટને રસ્તે એડન નામનું શહેર છે: તે તથા તેની પાસે પીરમ અને સોકોટ્રાના નાના બેટ છે, તે પણ મુંબઈ ઇલાકાના ગવર્નર સાહેબના તાબા હેઠળ છે.

૬૦ મે પાને નકશામાં જોશો તો દમણ અને ગોવા એવાં બે શહેર પશ્ચિમ કાંઠા પર તથા દિવ કાઠીયાવાડની દક્ષિણે માલમ પડશે. તે અંગ્રેજ સરકારને તાબે નથી, પણ ફીરંગીઓને તાબે છે. ઈંગ્લાંડ જેવોજ પોર્ટુગાલ દેશ છે. પોર્ટુગાલના લોકો પોર્ટુગીઝ અગર ફીરંગી કહેવાય છે. તે ત્રણે તે લોકોના તાબામાં છે.

અંગ્રેજ સરકારથી સ્વતંત્ર હોવાને લીધે તે **સ્વતંત્ર રાજ્ય** કહેવાય.

# પ્રકરણ ૨૬ મું.

## મુંબઈ ઈલાકો.

મુંબઈ ઈલાકાનો નકશો જુઓ, તેમાં મુંબઇ બેટ શોધી કાઢો. જુઓ તે કેટલો નાનો કાઢવો પડયો છે? તે બેટની પશ્ચિમે અરબી સમુદ્ર છે. પૂર્વમાં અરબી સમુદ્રનો એક ખાંચો જેને મુંબઈનું બારૂં કહે છે, તે છે. ઉત્તરે બીજો નાનો બેટ, સાષ્ટી બેટ છે, અને દક્ષિણે અરબી સમુદ્ર છે. મુંબઇ બેટ એ મુંબઇ ઈલાકાનો ભાગ છે. તે તો તમને કહ્યું છે.

આપણે મુંબઇથી બહાર ગામ જવું હોય તો મુખ્ય ત્રણ માર્ગ છે. એક બી. બી. સી. આઈ. રેલગાડીનો, બીજો જી. આઇ પી. રેલગાડીનો અને ત્રીજો આગબોટનો. આપણે પહેલાં બી. બી. સી. આઇ. ગાડીને રસ્તે જઈશું. કારણ ગુજરાત જે આપણો દેશ છે તેમાં જવા માટે તે રસ્તો કામનો છે.

પહેલાં મુંબઈ બેટના નકશામાં જુઓ, એટલે, તમે જોઇ શકશો કે બી. બી. સી. આઈ. ગાડી કોલાબાથી ઉપડી વાંદરા પાસે સાષ્ટી બેટમાં દાખલ થઈને, સીધી ઉત્તર તરફ દોડે છે. મુંબઇ ઈલાકાના નકશામાં જોશો તો દેખાશે કે, સુરત, ભરૂચ, વડોદરા, આણંદ, નડીયાદ થઇને અમદાવાદ, પહોંચે છે. વચ્ચે પહેલાં વસઇની ખાડીનો પુલ આવે છે. અને પછી તાપી, નર્મદા, વિશ્વામિત્રી, મહી એ મોટી નદીઓ આવે છે. દિવસના ભાગમાં મુસાફરી કરો તો બંને બાજુએ ફળદ્રુપ જમીન માલમ પડશે. સુરત મૂકયા પછી તો ખાસ વધારે સારી જમીન દેખાશે. સુરતની તુવેર દાળ વખણાય છે. ભરૂચના ભાગમાં કપાસ બહુ થાય છે. અને વડોદરા નજીક જઇએ એટલે આંબાનાં ઝાડો પુષ્કળ નજરે પડે છે. ઠેઠ અમદાવાદ સુધી જમીન કાળી, ફળદ્રુપ, ઝાડ બીડથી શોભી રહેલી, માલમ પડશે.

આ બધો ભાગ મુંબઇ ઇલાકાનો છે, એ તો તમે નકશો જોશો એટલે એકદમ કહી શકશો. મુંબઇ ઈલાકાના નકશામાં જુઓ, એટલે આખો મુંબઈ ઇલાકો કેવડો છે તે જણાશે. સિંધ, કચ્છ, કાઠીયાવાડ, અને મુંબઈથી ઉત્તરનો બધો ભાગ જેટલો નકશામાં કાઢ્યો છે તે જેમ મુંબઇ ઈલાકામાં છે, તેમ મુંબઇથી દક્ષિણ તરફનો ભાગ, જેમાં પુણા, સતારા, સોલાપુર, કોલ્હાપુર, રત્નાગિરિ, વગેરે ગામ, કૃષ્ણા નામની મોટી નદી અને

બોરઘાટ નામના ઘાટ પર્વત આવે છે એ બધો ભાગ પણ મુંબઇ ઇલાકામાંજ છે. પૂર્વ તરફ અહમદનગર સુધી મુંબઇ ઇલાકાનોજ ભાગ છે. તે ભાગમાં જવું હોય તો જી. આઈ. પી. રેલ ગાડીમાં બેસવું જોઇએ. તે ગાડી મુંબઈ બેટના નકશામાં જોશો તો જાણી શકશો કે બોરીબંદરથી નીકળી કુરલા પાસે થાણા જીલ્લામાં પ્રવેશ કરે છે, અને પછી કલ્યાણ સુધી જાય છે. કલ્યાણથી તેના બે ફાંટા પડે છે. એક નેરળ ( માથેરાન ) બોરઘાટ ખંડાળા, થઇ પુણા જાય છે, અને બીજો ફાંટો થળઘાટમાં થઇ દેવલાલી થઇ નાશિક જાય છે.

ત્રીજો માર્ગ જે આગબોટનો કહ્યો તે રસ્તે સ્ટીમરો જુદી જુદી જગાએ જાય છે; એક કાઠીયાવાડ કચ્છનાં બંદરોએ થઈ કરાંચી જાય છે. અને ત્યાંથી એશિયાના બીજા ભાગમાં જાય છે. બીજી લાઇન રત્નાગિરિ તરફ જાય છે, અને ત્રીજી એડન થઇ વિલાયતને માર્ગે જાય છે.

હવે આ બધો ભાગ તે મુંબઇ ઇલાકાનો કહ્યો. પણ એકલા ગવર્નર સાહેબ બધે જાતે દેખરેખ રાખી ન શકે. માટે આખા ઇલાકાના ચાર મોટા ભાગ કર્યા છે, અને તે દરેકપર એકેક કમીશનર રાખવામાં આવે છે, જે આખા ભાગપર દેખરેખ રાખી ગવર્નર સાહેબના હુકમોનો અમલ કરે છે, અને બંદોબસ્ત રાખે છે. તે ચાર ભાગ નકશામાં જુઓ. ૧ સિંધ, ૨ ઉત્તર વિભાગ, ૩ મધ્યવિભાગ, ૪ દક્ષિણવિભાગ. આમાંથી આપણે હવે સિંધ જઇશું. સિંધ બે રીતે જવાય છે. રેલગાડીને રસ્તે અને સ્ટીમરને રસ્તે; રેલગાડીને રસ્તે જઇએ તો બહુ ફેરમાં જવું પડે; સ્ટીમરમાં તો મુંબઇથી સીધા કરાંચી જઇ શકાય છે. માટે સ્ટીમર રસ્તેજ કરાંચી જઇએ. સ્ટીમરોમાં કોઇ સીધી જનારી હોય છે, અને કોઈ વચ્ચેનાં બંદરે રોકાતી જાય છે. વચ્ચે બંદર કરતી સ્ટીમરમાં જઇએ તો, વેરાવળ, પોરબંદર, દ્વારકા, કચ્છમાંડવી, અને ત્યાંથી કરાંચી એમ જવાય.

## પ્રકરણ ૨૭ મું.

### સિંધ.

કરાંચી એ સિંધનું મુખ્ય શહેર અને બંદર છે. 'સિંધ' એ નામ 'સિંધુ' નદી ઉપરથી પડયું છે. સિંધુ બહુ મોટી નદી છે. તે હિમાલય પર્વતમાંથી નીકળે છે અને તેને માટે એક નવાઇ જેવી હકીકત જાણવા જેવી છે. તે નદીમાં વસંત ઋતુમાં પૂર આવે છે. હિમાલય પરનો બરફ ઓગળવા લાગે ત્યારે તે બધું પાણી સિન્ધુમાં આવે છે ને તેથી રેલ આવે છે. તે સિંધમાં ક્યાં દાખલ થાય છે તે નકશામાં જુઓ. હૈદરાબાદ પાસેથી તો તેના ફાંટા પડી જાય છે. એક ફાંટો કરાંચી પાસે દરિયાને મળે છે. બીજા દક્ષિણ તરફ મળે

છે. સિન્ધુની બંને પાસનો મુલક તે સિંધ. સિંધ બહુ કોરો મુલક છે. વરસાદ તો તેમાં બહુજ થોડો પડે છે, પણ છતાં રેલ આવે છે, અને તેથી અડખે પડખેનાં ખેતરોમાં તેનું પાણી ફરી વળે છે એટલે પાકને માટે જોઈતું પાણી મળી રહે છે.

કરાંચી વેપારનું મોટું મથક છે. ત્યાંથી ઉત્તર તરફ જતી રેલગાડી, 'કોટડી' જંકશન થઇ ઉત્તરમાંને ઉત્તરમાં આગળ ચાલી જાય છે. કોટડી પાસે બીજી રેલ હૈદરાબાદથી આવે છે. કરાંચી અને હૈદરાબાદ એ બે સિંધના મોટા જીલ્લા છે. હૈદરાબાદથી એક રેલગાડી ખૈરપુર સંસ્થાન તરફ જાય છે. ખૈરપુરમાં મુસલમાન રાજા છે. ત્યાં ઉન, રૂ તથા ગળી પુષ્કળ થાય છે. અને હાથી દાંતનું કામ તથા લાખનાં રમકડાં સારાં બને છે.

સિંધમાંની રેલગાડીમાં બેસી જઈએ તો ઝાડપાન કાંઇ ભાગ્યેજ નજરે પડે છે. બધો ભાગ ઉજડ અને સુકોજ ઘણે ભાગે માલમ પડે છે. તોપણ કરાંચી વગેરે મોટાં શહેરમાં લીલો અને સુકો મેવો સારો મળે છે. બલુચિસ્તાનના કવેટા પાસેના ભાગમાંથી તે બધો આવે છે.

વળતાં આપણે રેલ રસ્તો લઇએ તો હૈદરાબાદથી પૂર્વમાં જતી ગાડીમાં બેસવું જોઇએ. તે રેલપર ઉમરકોટ નામનું એક સ્ટેશન છે. ઉમરકોટમાં મોગલ શહેનશાહ અકબરનો જન્મ થયો હતો તેથી તે યાદ રાખવા જેવું છે. ઉમરકોટથી આગળ જઈએ, એટલે તો સિંધ છોડી રજપુતાનામાં દાખલ થઇએ છીએ. આ રેલને રણમાંથી પસાર થવું પડે છે. રેતીનાં તોફાન કોઇ કોઈ વખત પાટાને ઢાંકી દે છે. એટલે રેલવાળાઓને બહુ સંભાળ રાખવી પડે છે, અને વખત પણ બહુ જાય છે. તે રેલ લુણીથી જરા દક્ષિણ તરફ જઇ મારવાડ જંકશનથી પાલણપુર પાસે પાછી મુંબઇ ઇલાકામાં દાખલ થઇ અમદાવાદ પહોંચે છે.

પ્રશ્ન.

૧ મુંબઈથી સિંધમાં જવું હોય તો કેવી કેવી રીતે કયે કયે રસ્તે જવાય ?

૨ સિંધમાં દેશી સંસ્થાન કયું છે ? તે શાને માટે પ્રખ્યાત છે ?

૩ સિંધ નામ શા ઉપરથી પડયું હશે ? સિન્ધુ નદીમાં વસંત ઋતુમાં રેલ આવે છે, તેમ કેમ થતું હશે ?


सिंध
हैद्राबाद
उमरकोट
करांची
लुणी
पालनपुर
कच्छ
काठीआवाड
खंभात
सुरत
दमण
मुंबई
पुना
बीजापुर
बेलगाम
गोवा
धारवाड
अरबी समुद्र
० ५० १०० २००
मुंबई इलाको.
J&P.

# પ્રકરણ ૨૮ મું.

## ઉત્તર વિભાગ.

પાલણપુર દેશી રાજ્ય છે. અને તે મુંબઇ ઇલાકાના ઊત્તર વિભાગમ છે. ઉત્તર વિભાગમાં બીજા પણ નાનાં મોટાં દેશી રાજયો છે. તેમાં કચ્છ, કાઠીયાવાડ અને ખંભાત, એ મોટાં છે, નકશામાં તે બધાં શોધી કાઢો. બીજું એક મોટું દેશીરાજ્ય ગાયકવાડ સરકારનું છે પણ તે રાજ્ય મુંબઇના ગવર્નર સાહેબના હાથ નીચે નથી. તે તો નામદાર વાઇસરોય સાહેબના હાથ હેઠળ છે.

દેશી રાજ્યો પર દેખરેખ રાખવા અને તેમને સારી સલાહ આપવા જે અમલદાર રહે છે. તે રેસીડન્ટ કહેવાય છે. નાનામાં 'પોલિટિકલ એજન્ટ' કહેવાય છે. થોડાં ઘણાં નાનાં મોટાં દેશી રાજયો એકજ એજન્ટના હાથ નીચે રાખવામાં આવે છે, ત્યારે જેટલાં રાજયો એક એજન્ટના હાથ નીચે હોય તેને એજન્સી કહે છે. મહીકાંઠા, રેવાકાંઠા, કાઠીઆવાડ, અને કચ્છ એ મોટી એજન્સીઓ છે.

મહીકાંઠા એજન્સીમાં પાલણપુર, અને રેવાકાંઠામાં રાજપીપળા સ્ટેટ, જેનું મુખ્ય શહેર નાંદોદ છે, એ મુખ્ય છે. રાજપીપળાના ડુંગરોમાંથી અકીક નામનો ચળકતો સુંદર પત્થર નીકળે છે, જેનાપર કારીગરી ખંભાતમાં કરવામાં આવે છે,

અમદાવાદથી જુદી જુદી રેલગાડીયો આ વિભાગમાં લગભગ બધા ભાગમાં જાય છે. માત્ર કચ્છમાં રેલગાડી નથી, પણ તે થોડા વખતમાં થશે એમ સંભળાય છે અને ત્યાં રેલ થશે ત્યારે સિંધમાં જવાનું બહુ સહેલું થઇ પડશે.

કચ્છ અને કાઠીયાવાડ બંને, ડુંગરાઉ દેશ છે. કચ્છમાં ભુજ મોટું શહેર અને માંડવી મોટું બંદર છે. કાઠીયાવાડમાં જુનાગઢ જામનગર ભાવનગર એ મોટાં રાજ્યો છે. અને અંગ્રેજ અમલદાર જે એજન્ટ ટુ ધી ગવર્નર કહેવાય છે તે રાજકોટમાં રહે છે. કાઠીયાવાડમાં ઘણી જગાએ રેલગાડીઓ થઇ ગઇ છે. રાજકોટ, જેતલસર, ધોળા, અને વઢવાણ, એ મોટાં જંકશનો છે.

કાઠીયાવાડમાં જુનાગઢ પાસે ગીરનાર પર્વત જોવા જેવો છે. અને પાલીતાણા પાસે શેત્રુંજામાં જૈનોનાં દહેરાં ઘણાં માતબર છે. દ્વારકા જેમાં શ્રીકૃષ્ણ રાજ્ય કરતા હતા તે, પોરબંદર જે સુદામાપુરી પણ કહેવાય છે તે, અને સોમનાથ પાટણ જ્યાં મહમદ ગીઝની નામનો ગીઝની રાજા લુટ કરી ગયો હતો તે, એ ત્રણ જાત્રાનાં ઠેકાણાં છે.

ખંભાતના અખાત પાસે ખંભાત શહેર છે તે જુઓ. ખંભાતમાં દેશીરાજ્ય છે. રાજા મુસલમાન મોગલવંશના છે. પહેલાં ખંભાત બહુ મોટું હતું. કારણ ત્યાં દરિયો સારો હતો, અને બંદર હોવાથી વેપારનું મથક હતું. હમણાં હમણાં દરિયો પુરાઇ ગયો અને છેટે ગયો એટલે વેપાર બંધ પડયો, અને શહેર પણ ઘટયું. હજી ત્યાં અકીકનું કામ સારૂં થાય છે. અને મુગટા, સાડી, વગેરે વણવાનું કામ કરનારા પણ છે. આણંદથી ખંભાત સુધી રેલગાડી છે.

ઉત્તર વિભાગમાં આ ઉપરાંત ગાયકવાડ સરકારનો ભાગ બાદ કરિયે એટલે બાકીનો અંગ્રેજ સરકારનો મુલક છે. ગાયકવાડ સરકારનું વડોદરા મુખ્ય શેહેર છે. કાઠીયાવાડમાં પણ ગાયકવાડ સરકારનો થોડો મુલક છે. તેમાં મુખ્ય ગામ અમરેલી છે- દ્વારકાં પણ ગાયકવાડ સરકારને તાબે છે. નર્મદા કાંઠે, ચાણોદ કન્યાળી જે જાત્રાનું ઠેકાણું ગણાય છે, તે પણ ગાયકવાડ સરકારનાં રાજ્યમાં છે.

કાઠીયાવાડની દક્ષિણે દ્વિવ નામનો નાનો બેટ તથા પશ્ચિમ કિનારા પાસે દમણ નામનું ગામ એ ફિરંગીઓને તાબે છે. અંગ્રેજ સરકારથી તે સ્વતંત્ર છે.

બાકીનો જે ભાગ તે અંગ્રેજ સરકારનો ખાલસા મુલક, તે ઉત્તર વિભાગ કહેવાય છે. તેના કમીશનર સાહેબ અમદાવાદમાં રહે છે. અમદાવાદ, ગુજરાતનું મોટું શહેર છે. પહેલાં મુસલમાન સુલતાનો પણ ત્યાંજ રહેતા. સાબરમતીને કાંઠે તે શહેર આવેલ છે. પહેલાં રાજધાનીનું શેહેર હતું. અને હમણાં પણ મીલો વગેરેને લીધે વેપારનું સારૂં મથક છે. એટલે તે પોતાની મોટાઇ જાળવી રહ્યું છે. તેની પાસે સરખેજનો રોજો છે તેને મુસલમાનો જાત્રાનું ઠેકાણું ગણે છે. અમદાવાદના કમીશનર સાહેબના હાથ નીચેના ભાગના ૬ ભાગ પાડયા છે, અને તેને જીલ્લાઓ કહે છે.

આ વિભાગનાં શહેરોમાં **સુરત** જાણવા જેવું છે. અંગ્રેજ વેપારીઓ પહેલાં **સુરત** આવ્યા હતા, અને તેથી સુરતમાં વેપાર બહુ સારો હતો. હમણાં જેવડું મુંબઈ છે, તેવડુંજ તે લગભગ હતું, પણ અંગ્રેજોએ મુંબઈ વસાવ્યા પછી સુરત પડી ભાંગ્યું. સુરતની પાસે **ડુમ્મસ** નામનું હવા ખાવાનું ઠેકાણું છે, અને ઉદવાડા નામનું ગામ છે, તે પારસીઓનું જાત્રાનું ઠેકાણું છે.

આણંદથી ગાડી બદલી **ડાકોર** જવાય છે. તે ડાકોરમાં બોડાણા-એ શ્રી રણછોડજીની ભક્તિ કરી હતી, તેથી તે એક પવિત્ર ધામ ગણાય છે. હિન્દુઓનું જાત્રાનું ઠેકાણું છે.

જુના વખતનાં શહેરોમાં **ચાંપાનેર**–પાવાગઢના ડુંગર પાસે વન-રાજ ચાવડાએ વસાવેલું જાણવા જેવું છે.

તેમજ **કપડવંજ** જેમાં પહેલાં સાબુ અને કાચ બનતા અને જે સાબુને માટે તો હજી વખણાય છે તે જાણવા જેવું છે, અને તેની પાસે **લસુન્દ્રા**ની નજીકમાં ઉના પાણીના કુંડ છે એ પણ જોવા લાયક છે.

મુંબઈની ઉત્તરે **સાષ્ટીબેટ** છે, તે થાણા જીલ્લામાં છે, અને તે પણ ઉત્તર વિભાગમાંજ છે. તેમાં **બરોલી** અને વાંદરા મુંબઈના લોકોને જાણીતાં છે.

પ્રશ્નો.

૧ ખંભાત અને સુરત પહેલાં મોટાં હતાં.—હવે ઘટી ગયાં, એમ થવાનું કારણ શું ?

૨ ખંભાત કઈ કારીગરી માટે ખાસ વખણાય છે ?

૩ એજન્સી કોને કહે ? એકાદ એના નામ આપી દાખલા સહિત સમજાવો.

૪ અમદાવાદમાં વસ્તી ટકી રહી છે, તેનું કારણ શું હશે ?

૫ સિંધ, કાઠીયાવાડ, અને ગુજરાત ત્રણમાં વધારે ફળદ્રુપ દેશ કયો હશે ? તેનાં કારણ કહો.

૬ ડાકોર જવું હોય તો મુંબઈથી કેવી રીતે જવાય ? અમદાવાદથી ? કરાંચીથી ?

૭ મુંબઈથી પોરબંદર જવું હોય તો તમે કયો રસ્તો પસંદ કરો ? કારણો આપો.

# પ્રકરણ ૨૯ મું.

## મધ્ય વિભાગ.

મુંબઇથી ઉત્તર વિભાગમાં જવા માટે, બી. બી. સી. આઇ. તથા સ્ટીમર કામમાં આવે, પણ મધ્ય વિભાગમાં જવા માટે તો એકલી જી. આઇ. પી. રેલગાડીજ કામમાં આવે છે. મુંબઇમાં બોરીબંદરથી કે ભાયખલેથી જી. આઇ. પી. માં બેસીએ—મેલગાડીમાં જવું હોય તો બોરીબંદરથી બેસવું પડે છે-તો કલ્યાણ સુધી ગયા પછી ગાડી ફંટાય છે, એક ફાંટો થળઘાટ ઉપર થઇ નાશિક થઇ એમને એમ ઉત્તર-પૂર્વ ખુણામાં ચાલ્યો જાય છે.

નાશિકની આસપાસનો નાશિક જીલ્લો છે,—તેમાં નાશિક મુખ્ય ગામ ગોદાવરીને કાંઠે છે,—જાત્રાનું ઠેકાણું છે. રામચંદ્રજી વનવાસ નીકળ્યા ત્યારે પંચવટીમાં રહ્યા હતા, તે પંચવટી નાશિક પાસે છે. દેવલાલી હવા ખાવાનું ઠેકાણું છે. તે નાશિકથી પાંચેક માઇલનેજ છેટે છે.

નાશિક જતાં થળઘાટ, અને પુણા જતાં બોરઘાટ, એ ઘાટ પર્વત-માંથી રેલગાડી કાઢી છે, એ માણસની અક્કલની ખુબી બતાવનારૂં કામ છે. ડુંગરા ખોદવા પડયા છે, વચ્ચેની ખીણોપર પુલ બાંધવા પડયા છે. અને રેલ ગાડીને પુષ્કળ ઉંચે ચડાવવી પડી છે. કોઇ કોઇ ડુંગર તો બહુ ઉંચો હોય, ત્યારે તેને નીચેથી ખોદી ભોંયરાં કરી રેલ લઇ જવી પડી છે. આવાં ભોંયરાં પંદર વીશેક આવે છે. એકાદ બે તો બહુ મોટાં છે, જેમાં થઇને જતાં ગાડીને એક દોઢ મીનીટ થાય છે. ભોંયરામાં તો અંધારૂં હોય છે, તેથી તેવા વખતને માટે ગાડીમાં દીવા કરી રાખે છે. બંને ઘાટ ઉપર એક એક 'રીવર્સિંગ' સ્ટેશન છે. એટલે ત્યાંથી ગાડી કેમ જાણે પાછી ચાલતી હોય, તેવું લાગે છે. ગાડી પાછી ચાલે છે ખરી, પણ તે કાંઇ દિશા ફેરવતી નથી, ડુંગરની ઉંચાઇ સહેલાઇથી પસાર કરી શકાય માટે તેવું કરવું પડયું છે. એ બન્ને ઘાટ ચોમાસામાં તો બહુજ સુંદર લાગે છે.

નાશિકથી ઉત્તર-પશ્ચિમ ખુણા તરફનો ભાગ તે ખાનદેશ કહેવાય છે. ખાનદેશમાં બીજી રેલ ગાડી સુરતથી આવે છે. તાપ્તીવેલી રેલ્વે એવું

તેનું નામ છે. ખાનદેશમાં ધુળીઆ અને **જલગામ** એ મોટાં ગામ છે. અને બન્ને બળશીના વેપાર માટે જાણીતાં છે.

**કલ્યાણ**થી દક્ષિણ-પૂર્વ ખુણામાં જતો રેલગાડીનો બીજો ફાટો ભોરઘાટમાં થઈ **ખંડાળા** થઈ **પુણા** જાય છે. પુણા જતાં રસ્તામાં એક **તળેગાંવ** નામનું ગામ આવે છે, ત્યાં હમણાં કાચનું કારખાનું કાઢવામાં આવ્યું છે. પુણા મરાઠી રાજ્યનું મુખ્ય શેહેર હતું, પેશ્વાઓ ત્યાં રહેતા હતા. ગુજરાતમાં જેમ **અમદાવાદ** તેમ દક્ષિણમાં **પુણા** ગણી શકાય. પુણાની ચોમાસાની હવા બહુ સારી ગણાય છે. અને નામદાર ગવર્નર સાહેબ ચોમાસામાં ત્યાં રહે છે. અંજીર, નારંગી, તાંબાપિત્તળનાં વાસણો તથા સુગંધી પદાર્થો માટે તે પ્રખ્યાત છે.

આ રેલગાડી ભોરઘાટમાં દાખલ થાય, તે પહેલાં એક સ્ટેશન **નેરળ**નું આવે છે. ત્યાંથી એક નાની નાજુક ગાડી **માથેરાન** જાય છે. માથેરાનની ટેકરી હવાપાણી માટે બહુ સારી છે. તેથી મુંબઇના મોટા લોકો મોસમે મોસમે ત્યાં જાય છે. **ખંડાળા** અને **લાનોલી** એ પણ હવાખાવાનાં ઠેકાણાં છે. ( માથેરાન મધ્ય વિભાગમાં નથી-દક્ષિણ વિભાગમાં છે, પણ વચ્ચે આવતું હોવાથી આંહિ તેની નોંધ લીધેલી છે. )

પુણાની આસપાસનો મુલક તે બધો **પુણા જીલ્લો**. પુણાથી રેલગાડી એક **અહમદનગર** જાય છે, અને બીજી **સતારા** જીલ્લામાં થઇ **કોલ્હાપુર** સંસ્થાનમાં જાય છે. કોલ્હાપુર સંસ્થાન દક્ષિણ વિભાગમાં ગણાય છે. અહમદનગર જતી ગાડી દોંડ જંકશનથી ફંટાય છે. તે ઉત્તરમાં અહમદનગર તરફ અને દક્ષિણમાં સોલાપુર તરફ જાય છે. સોલાપુર જતાં વચ્ચેથી એક નાનો ફાટો **પંઢરપુર** જાય છે. પંઢરપુરમાં **વિઠોબા**નું મંદિર છે અને જાત્રાનું ઠેકાણું છે.

પુણાથી સતારા જીલ્લામાં જતી ગાડીએ **વઠાર** નામનું સ્ટેશન આવે છે. ત્યાંથી મહાબળેશ્વર જવાય છે. **મહાબળેશ્વર** મુંબઇ ઇલાકાનાં હવાખાવાનાં સર્વ ઠેકાણાંમાં શ્રેષ્ઠ છે. ઉનાળામાં પણ ત્યાં સારી ઠંડી રહે છે. મહાબળેશ્વર પાસે પાંચગણી છે, એ પણ હવા ખાવા માટે જાણીતું છે.

પ્રશ્ન.

૧ મુંબઇથી મહાબળેશ્વર જવું હોય તો કેમ જવાશે?
૨ ભોરઘાટ અને થળઘાટ ક્યાં આવ્યા છે? રેલગાડી ત્યાં જાય છે?
૩ ભોંયરામાં રેલગાડી પસાર થવાની હોય છે, તે પહેલાં ડબ્બાઓમાં દીવા કરે છે. તે દીવા શા માટે કરતા હશે?
૪ ચોમાસામાં નામદાર ગવર્નર સાહેબ ક્યાં રહે છે?
૫ તમે પુણા જોયું છે? ત્યાં કેમ જવાય? શાને માટે પ્રખ્યાત છે?
૬ પુણાથી માથેરાન, મહાબળેશ્વર, અને પંઢરપુર કેવી રીતે જવાય છે?

## પ્રકરણ ૩૦ મું.

### દક્ષિણ વિભાગ.

મુંબઇથી દક્ષિણ વિભાગનો થોડો ભાગ—કોલાબા જીલ્લો—નજીકમાં જ છે. સ્ટીમર રસ્તે અલીબાગ બહુ તુર્ત જવાય છે. અલીબાગ કોલાબા જીલ્લાનું મુખ્ય શહેર છે. માથેરાનની ટેકરીઓ—જ્યાં નેરલ સ્ટેશનથી જવાય છે, તે પણ આજ જીલ્લામાં છે. અને જંજીરાનું દેશી સંસ્થાન પણ આ જીલ્લામાંજ છે.

આ જીલ્લામાં ધારાપુરીનો ટાપુ છે. તે નાનકડા બેટમાં જુના વખતની ગુફા છે, તે જોવા લાયક છે. આવી ગુફા થાણા જીલ્લામાં એક અંધેરી પાસે છે, અને બીજી ઘણી ગુફાનો સમુદાય બરોલી પાસેની કનેરીની ટેકરીઓમાં છે. આ ગુફાઓ ઘણા જુના વખતની છે. તેમાંની કોઇ બ્રાહ્મણોએ, કોઇ જૈનોએ, અને કોઇ બૌદ્ધ ધર્મવાળાઓએ કરેલી હોય છે. બ્રાહ્મણોની ગુફામાં બ્રહ્મા વિષ્ણુ ને મહેશ કે શિવપાર્વતી વગેરેની મૂર્તિઓ હોય છે. જૈનોનીમાં તેના તીર્થંકરોની, અને બૌદ્ધોનીમાં બુદ્ધ મહાત્મા કે તેના શિષ્યોની મૂર્તિઓ હોય છે. છોકરાંઓને તેમના માબાપ કે શિક્ષકો લઇ જઇ શકે તો તેઓએ આવી એકાદ ગુફા તો જોવીજ જોઇએ.

કોલાબા જીલ્લાની દક્ષિણે રત્નાગિરિ છે. મુંબઈથી ત્યાં પણ સ્ટીમર રસ્તે જવું સહેલું છે. રત્નાગિરિ જીલ્લામાં વેંગુર્લા બંદર છે, ત્યાં કાજુ બહુ થાય છે.

રત્નાગિરિથી પૂર્વમાં કોલ્હાપુર સંસ્થાન છે. શિવાજીના વંશની એક શાખા હજી ત્યાં રાજ્ય કરે છે. પુણાથી આવતી રેલગાડી કોલ્હાપુર

સંસ્થાનમાં થઇ બેલગામ અને ત્યાંથી ધારવાડ જાય છે. બેલગામ એ નામના જીલ્લાનું મુખ્ય શહેર છે, અને ત્યાં વાંસ ઘણા થાય છે. ધારવાડ પણ એજ નામના જીલ્લાનું મુખ્ય શહેર છે. ત્યાં પહેલાં લોઢું ગાળવાનું કામ થતું હશે એમ અટકળ થાય છે. ધારવાડ જીલ્લામાં બીજું શેહેર હુબલી વેપારને માટે જાણીતું છે. સુતરાઉ રેશમી કાપડ, તાંબાનાં વાસણ, અનાજ, મીઠું એ વેપારની મુખ્ય ચીજો છે.

ધારવાડ જીલ્લામાં સોનું રૂપું અને તાંબુ નીકળે છે.

ધારવાડથી દક્ષિણે કાનડા જીલ્લો છે, તેમાં કારવાર મુખ્ય શહેર છે. તે જીલ્લામાં મુખ્ય પાક તો ડાંગરનો છે, પણ એલચી સોપારી તથા મરી પણ ત્યાં સારાં થાય છે.

મધ્ય વિભાગમાં સોલાપુર જીલ્લાની દક્ષિણે દક્ષિણ વિભાગનો વિજાપુર જીલ્લો છે. તેમાં વિજાપુર મુખ્ય શહેર છે. આગળના વખતમાં તે મુસલમાની રાજાઓની રાજધાનીનું શેહેર હતું. તેમાં એક એવડો મોટો ઘુમ્મટ છે કે આખી પૃથ્વીમાં તેના જેવડો બીજો કયાંય નથી.

કૃષ્ણા અને ભીમા એ બંને મોટી નદી આ જીલ્લામાં થઇને પસાર થાય છે.

બેલગામ–ધારવાડની પશ્ચિમે ગોવા ફીરંગીનું સંસ્થાન છે. દીવ દમણ અને આ ગોવા એ ત્રણે ફીરંગીઓને તાબે છે. ફીરંગીઓનું અંગ્રેજી નામ પોર્ટુગીઝ છે. યુરોપમાં પોર્ટુગાલ નામનો દેશ છે, ત્યાંના લોકો પણ અંગ્રેજની પેઠે હિન્દુસ્થાનમાં આવ્યા હતા, અને તેઓ તો સૌથી પહેલાં આવ્યા હતા. તેઓ પાસે વચમાં વચમાં ઘણો મુલક હતો પણ હળવે હળવે ખોઈ બેઠા. મુંબઈનો ટાપુ પણ ફીરંગીઓનેજ તાબે હતો, હવે માત્ર તેમનાં ત્રણુજ ગામ રહ્યાં, તેપરથી એક કહેણી પ્રચલિત છે કે—

દિવ દમણ ને ગોવા,
ફિરંગી બેઠા રોવા.

દશમે પાને યુરોપના નકશામાં પોર્ટુગલ બતાવ્યો છે તે જુઓ.

પ્રશ્ન.

૧ મુંબઇ ઇલાકામાં સોનું ક્યાં નીકળે છે? તે શા માટે કાઢતા નહિ હોય?

૨ આખી દુનિયામાં ન હોય એવું વિજાપુરમાં શું છે?

૩ એલચી ક્યાં થાય છે?

૪ કોલ્હાપુર સંસ્થાનમાં રાજા કોણ છે?

૫ સુરતથી અહમદનગર જવું હોય તો કેવી રીતે જવાય?

૬ મુંબઇથી કાનડા જીલ્લામાં જવું હોય તો રેલ અને સ્ટીમર બન્ને રસ્તે જઇ શકાશે ખરું?

## પ્રકરણ ૩૧ મું.

### સામાન્ય હકીકત.

**કુદરતી વિભાગ**—મુંબઇ ઇલાકાના જે વિભાગ ઉપર આપણે જોયા તે તો રાજકારભાર અને વ્યવસ્થા માટે અનુકુળ થાય માટે અંગ્રેજ સરકારે જે ભાગ કર્યા છે તે છે. મુંબઇ ઇલાકો આખો એ પણ તેવોજ એક વિભાગ છે. કુદરતી રીતે પડેલા વિભાગો જરા જુદી રીતના છે. ભાષા, રીતભાત, પેદાશ વગેરેથી, તેમ જમીનના દેખાવથી પણ તે તે ભાગ જુદા પડતા દેખાઇ આવે છે. મુંબઇ ઇલાકાના નકશા તરફ જુઓ તો સિંધ તદ્દનજ અલગ જણાશે. તેમજ કચ્છ અને કાઠીયાવાડ પણ. કાઠીયાવાડ ગુજરાત સાથે જોડાએલો છે. ગુજરાત ઉત્તરે આબુ પર્વતથી હિન્દુસ્થાનના બીજા ભાગથી જુદો પડી રહે છે. છતાં જમીનનો ભાગ તો લગતો લગતોજ છે ખરો. નર્મદા જેવી મોટી નદીથી ગુજરાત દક્ષિણથી છુટો પડી જાય છે. પણ છતાં સુરત તરફની પટીથી ઠેઠ મુંબઇ સુધી ગુજરાત ચાલુ છે, એમ દેખાશે. ખાનદેશ, અને પછી મહારાષ્ટ્ર ઠેઠ કાનડા સુધી છે. અને પછી કૃષ્ણા નદી વળી કાંઇક જુદાપણું બનાવે છે.

હવે ભાષા જુઓ તોપણ આ બધા ભાગો જુદા જુદા જણાઇ આવશે. સિંધમાં સિંધી, કચ્છમાં સિંધીનું એક રૂપ કચ્છી, અને કાઠીયાવાડની નજીકતાને લીધે ગુજરાતી; કાઠીયાવાડ અને ગુજરાતમાં ગુજરાતી. ખાનદેશમાં ગુજરાતીની અસરવાળી મરાઠી, અને મહારાષ્ટ્રમાં મરાઠી, તથા કાનડામાં કાનડી, આમ ભાષાથી પણ તે તે ભાગ જણાઇ આવે છે. સિંધ

કચ્છ, અને કાઠીયાવાડ, સુકા ડુંગરાઉ; ગુજરાત ફળદ્રુપ, મહારાષ્ટ્ર પર્વત અને ધાટથી ભરેલા. તે પ્રમાણે લોકોમાં પણ તફાવત તમે જોઇ શકશો. સિંધ, કચ્છ, કાઠીયાવાડમાં જાર અને બાજરો; ગુજરાતમાં ઘઉં અને ઉંચા ચોખા—અને મહારાષ્ટ્રમાં ચોખા એ ઝાઝા ભાગનો ખોરાક છે. અને તે પણ દેશ દેશની જમીન પ્રમાણે થતી પેદાશ પ્રમાણેજ છે. હવે રેલગાડી વગેરે વેપારનાં સાધનથી ખોરાકમાં લગભગ સરખાપણું આવતું જાય છે અને રીતભાત પર પણ અસર થતી જાય છે.

ધર્મમાં હિન્દુ જૈન, મુસલમાન, એ મુખ્ય અને પારસી અને ખ્રીસ્તી જુજ છે. પારસીઓની ભાષા ગુજરાતી છે. અને મુસલમાનો જ્યાં વસતા હોય ત્યાંની ભાષા બોલે છે. તેઓમાં હળવે હળવે ઉર્દુ દાખલ કરવાનો શોખ વધતો જાય છે. ઈલાકામાં થોડા ઘણા યાહુદીઓ પણ છે.

**પેદાશ કારીગરી.** અનાજમાં ઘઉં, બાજારો, જાર, ચોખા મુખ્ય છે. અનાજ માટે પરદેશના ઉપર આધાર રાખવો પડતો નથી. કઠોળ, શાક, ભાજી વગેરે પણ ઈલાકાના ઉપયોગ જેટલાં તો થોડાં થાય છે. માત્ર બટાટા પરદેશથી આવે છે. તેલનાં બીયાં, રૂ, મીઠું એ પણ ઈલાકામાં પુષ્કળ થાય છે. પણ તેલનાં બીયાંમાંથી તેલ કાઢવાની કળા જાણવામાં નથી. રૂ પણ ઉંચી જાતનું થતું નથી. એટલે બીયાંનો તો મોટો ભાગ—અને રૂનો પણ ઘણો ભાગ પરદેશ ચડે છે. સોનું રૂપું તથા બીજી ધાતુ કયાંય કયાંય થોડી થોડી નીકળે છે, પણ તે ગાળવાની કળા નથી જાણતા અને મહેનતામણ વધી જાય છે. રેશમના વણાટ માટે જામનગર, સુરત, અને અમદાવાદ પહેલાં વખણાતાં અને હજી હુન્નર ચાલુ છે. પણ બહુ મંદ થઇ ગયો છે. હુન્નર કારીગરીમાં હમણાં તો નકલ કરવાનીજ આદત લોકોમાં છે. પણ તેથી કાંઈ લાભકારક અસર થઈ શકે નહિ.

**જાનવરો.** ખેતીનાં કામમાં બળદ વપરાય છે અને ગોપાલન હજી પવિત્ર ફરજ મનાય છે, એટલે બળદની પેદાશ સારી છે. કચ્છ કાઠીયાવાડના ઘોડા વખણાય છે. બકરાં ઘેટાં પુષ્કળ થાય છે. સિંધમાં ઉંટ થાય છે. જંગલી પ્રાણી બહુ નથી. કાઠીયાવાડમાં ગીરનારમાં આગળના વખતમાં ઘણા સિંહો થતા, હવે તો કોઈ કોઇકજ માલમ પડે છે.

**દરિયા કિનારો.** કરાંચીથી શરૂ થઈ ઠેઠ કારવાડ જીલ્લા સુધીનો ભાગ દરિયા કાંઠો છે. દરિયા કિનારો સાધારણ રીતે સુંદર છે. કાઠીયાવાડમાં માંગરોળ–પોરબંદર પાસે, અને કોલાબા રત્નાગીરિ તથા કારવાડ જીલ્લાના ભાગનો દરિયા કાંઠો ભાંગ્યો તુટ્યો અને તોફાની છે ખરો. તો પણ ત્યાંનો દેખાવ બહુ સુંદર છે. સિંધ અને કચ્છની વચ્ચે કોરીની ખાડી, કચ્છ અને કાઠીયાવાડની વચ્ચે કચ્છનો અખાત અને કાઠીયાવાડ અને ગુજરાતના બીજા ભાગ વચ્ચે ખંભાતનો અખાત એ જાણવા જેવા ખાંચા છે. મુંબઈનાં બારાંનો ખાંચો બહુ સલામત છે. કરાંચી, માંડવી, દ્વારકાં, પોરબંદર, માંગરોળ, વેરાવળ, મુંબઇ, રત્નાગિરિ, વેંગુર્લા, ગોવા, કારવાર, એ મુખ્ય બંદરો છે. ભરૂચ માંગરોળ અને ખંભાત એ ઘણા જૂના વખતમાં બહુ મોટાં બંદરો ગણાતાં હતાં.

કાઠીયાવાડના ઓખામંડળ પાસે જગત કુમારી એ એકજ ભૂશિર છે અને તે પણ બહુ જાણવા જેવી તો નથી.

**રણ.** કચ્છની ઉત્તરે રણ છે. વિશાળ, રેતાળ પ્રદેશ હોય, જેમાં ઝાડબીડ કાંઇ ઉગી શકે નહિં, જેમાં પાણી પણ ટકી શકે નહિ, અને તેથી પાણી મેળવવાની જ્યાં બહુ આપદા પડે તેવા ભાગને રણ કહે છે. પહેલાં ત્યાં આગળ દરિયો હોવો જોઇએ, દરિયો ખસી જવાથી રેતાળ પ્રદેશ ઉઘાડો પડી ગએલો હશે. સિંધની પૂર્વે પણ આવું રણ છે. રણમાં મુસાફરી માટે ઉંટો બહુ કામના છે.

**ધોધ.** ઇલાકામાં નદીઓ તો તમે જોઈ ગયા છો. ફરી જુઓ, સિંધમાં સિંધુ, ઉત્તર વિભાગમાં સાબરમતી, મહી, નર્મદા અને તાપી, મધ્ય વિભાગમાં નર્મદા અને તાપી, તથા ગોદાવરી અને ભીમા, અને દક્ષિણ વિભાગમાં ભીમા, કૃષ્ણા, તથા તુંગભદ્રા મુખ્ય છે. આમાંથી નર્મદા નદી સુરપાણ નામની જગા પાસે ઉંચેથી ધોધબંધ પડે છે, ત્યાં આગળ દેખાવ બહુ સુંદર થાય છે. તે જગાને સુરપાણના ધોધ કહે છે.

દેશની કુદરતી સ્થિતિ ડુંગર નદી મેદાન વગેરેથી જાણવામાં આવે છે. ડુંગરાઓ હોય ત્યાં જમીન ઉંચી હોય, અને નદીનો પ્રવાહ જમીન કઇ તરફ નીચી છે, તે બતાવે છે. જુઓ નકશામાં નદી અને ડુંગરાઓ જોઈ તમે કહી શકશો કે ખાનદેશનો ભાગ ઉંચો છે, નર્મદા તાપી બંને તે તરફથી વહે છે, અને સાતપુડા અને વિંધ્યાચળ પર્વત તેની ઉત્તરે છે. તેથી પણ

ખાતરી થશે. તેમ વળી ઘાટ પર્વતો પશ્ચિમ તરફ આવેલા છે. તેથી તે ભાગ ઉંચો હોવો જોઈએ, અને ગોદાવરી પશ્ચિમમાંથી ઠેઠ પૂર્વ તરફ દરિયે જાય છે, તેથી તે ભાગ નિચાણનો છે એમ જાણી શકાશે. તેજ પ્રમાણે નકશો જોવાથી, તેમાં નદી, પર્વત વગેરે હોય તે ઉપરથી તમે જમીનની કુદરતી સ્થિતિ જાણી શકશો.

## પ્રકરણ ૩૨ મું.

### મુંબઇ ઈલાકો—યાદીરૂપ.

મુંબઈમાં રહેતા ગવર્નર સાહેબના હાથ નીચે જેટલો મુલક છે, તે મુંબઇ ઇલાકો કહેવાય છે. તેના ચાર ભાગ છે.

૧ સિંધ—મુખ્ય શહેર—કરાંચી, હૈદ્રાબાદ.

૨ ઉત્તર વિભાગ—અમદાવાદ, સુરત, ભરૂચ, નડીયાદ, કપડવંજ, આણંદ, ડાકોર.

૩ મધ્ય વિભાગ—નાશિક, ધુળીયા, જળગાંવ, અહમદનગર, પુણા, સતારા, સોલાપુર.

૪ દક્ષિણ વિભાગ—અલીબાગ, રત્નાગિરિ, વિજાપુર, ધારવાડ, હુબલી ઉપરાંત, મુંબઈ બેટ, કારવાર.

દેશી રાજ્ય—સિંધમાં ખૈરપુર.

ઉત્તર વિભાગમાં કચ્છ અને કાઠીયાવાડનાં રાજ્યો—તેમાં જુનાગઢ, જામનગર, ભાવનગર મુખ્ય છે. ખંભાતનું મુગલાઈ રાજ્ય. પાલણપુર તથા રાજપીપળાનું રાજ્ય.

દક્ષિણ વિભાગમાં કોલ્હાપુર, જંજીરા.

વડોદરાનું દેશી રાજ્ય ગવર્નર સાહેબના તાબા હેઠળ નથી.

રેલગાડી—બી. બી. સી. આઇ., જી. આઇ. પી., ગાયકવાડ રેલ્વે અને કાઠીયાવાડ સ્ટેટ રેલ્વે મુખ્ય છે.

બંદરો તથા નદીઓ પાને ૭૦ મે છે.

પર્વતો—સિંધની પશ્ચિમે—હાલા. આબુ. કાઠીયાવાડમાં ગીરનાર. વિંધ્યાચળ, અને સાતપુડા. સહ્યાદ્રિ અથવા પશ્ચિમ ઘાટ, દક્ષિણ વિભાગમાં.

હવા ખાવાનાં ઠેકાણાં—મહાબલેશ્વર, અને માથેરાન, એ બે ડુંગરો હવાખાવાનાં ઠેકાણાં તરીકે પ્રખ્યાત છે. દેવલાલી. તથા કાઠીયા-

વાડનું વઢવાણ સુધી જગ્યાઓ તરીકે માંદાઓને રહેવા લાયક જગાઓ છે. સુરત પાસે ડુમ્મસ અને કાઠીયાવાડમાં જામનગર પાસે બાલાચડી એ દરિયાકાંઠાના ઠેકાણાં છે.

**જાત્રાનાં ઠેકાણાં**—કાઠીયાવાડમાં દ્વારકા, ગુજરાતમાં ડાકોર અને અંબાજી, વડોદરા રાજ્યમાં સિધપુર પાટણ; તથા નાશિકત્ર્યંબક અને પંઢર-પુર એ મુખ્ય છે. જૈનો માટે કાઠીયાવાડમાં પાલી તાણા પાસે શેત્રુંજાની ટેકરી એ એકજ જાણવા જેવું છે. પાર-સીઓ ઉદવાડા જાત્રા કરવા જાય છે, અને મુસલમાનો અમદા-વાદ પાસે સરખેજના રોજાને પવિત્ર માને છે.

## પ્રકરણ ૩૩ મું.

### હિન્દુસ્થાન—એશીયા—ઇંગ્લાંડ—યુરોપ—પૃથ્વી.

મુંબઈ ઈલાકો એ એક ઇલાકો છે તેવોજ મદ્રાસ ઇલાકો એક બીજો ઇલાકો છે અને બંગાળા ઇલાકો એ ત્રીજો છે. તે ઉપરાંત બીજા નાના મોટા પ્રાંતો તથા દેશી રાજ્યો મળી હિન્દુસ્થાન બને છે. પહેલાં એ બધાં ભાગમાં ઘણે ભાગે હિન્દુઓજ રહેતા, તેથી મુલકનું નામ હિન્દુસ્થાન એવું પડી ગયું છે. હવે તો સૈકાઓ થયાં મુસલમાનો તથા પારસીઓ પણ હિન્દુસ્થાનના રહેવાશી થઇ ગયા છે અને ખ્રીસ્તીઓ પણ હિન્દુસ્થાનના રહેવાશી છે એટલે હવે હિન્દુસ્થાનના રહેવાશીઓને હિન્દુ નહિ. પણ હિન્દી કહેવાયછે. હિન્દુ મુસલમાન, પારસી, ખ્રીસ્તી, બધા હિન્દવા-સીઓ હિન્દી કહેવાય—આપણે બધા હિન્દીઓ છીએ.

હિન્દીઓના મુલક હિન્દુસ્થાન ઉપર રાજ્ય શ્રીમાન અંગ્રેજ સરકારનું છે, અને અંગ્રેજોના રાજા મહારાજા જ્યોર્જ પાંચમા હાલના શહેનશાહ સમ્રાટ—છે. તે પોતે તો પોતાના દેશ વિલાયત—ઇંગ્લાંડ—માં રહે છે. પણ પોતાની વતી કામ કરવાને એક વાઇસરાય—અથવા ગવર્નર જનરલ ને આંહિ મોકલે છે. તે નામદાર વાઇસરાય સાહેબ હવે દીલ્હીમાં રહે છે. હિન્દુસ્થાનના નકશામાં જુઓ—દીલ્હી શોધી કાઢો—નામદાર વાઇસરાય ત્યાં રહે છે અને આખાં હિન્દુસ્થાનપર રાજ કરે છે.

તે વાઇસરાય સાહેબ હમણાં દીલ્હીમાં રહે છે, એટલે હવે દીલ્હી રાજધાનીનું શહેર કહેવાય. પહેલાં તેઓ સાહેબ કલકત્તામાં રહેતા, હિન્દુ-સ્થાનમાં દીલ્હી, કલકત્તા અને મદ્રાસ ૧૧ મે પાને આપ્યાં છે.

હિમાલય એ આખી દુનિયામાં મોટામાં મોટો પર્વત છે. તે પણ હિન્દુસ્થાનમાં છે. નકશામાં ઉત્તરે જુઓ. જે મોટો પર્વત છે તે હિમાલય છે.

જેમ સિન્ધુ મોટી નદી છે તેમજ ગંગા અને બ્રહ્મપુત્રા એ બે પણ બીજી બહુ મોટી નદીઓ છે.

હિન્દુસ્થાનમાં ઘણો મુલક છે. તેમાંથી કેટલોક દેશી રાજાઓના હાથ તળે છે. વડોદરા દેશી રાજ્ય છે એ તો તમે જાણ્યું છે. તેથી મોટું નિઝામનું રાજ્ય છે, તથા મહીસુર, કાશ્મીર, અને રજપુતસ્થાનનાં રાજ્યો પણ મોટાં મોટાં દેશી રાજ્યો છે.

હિન્દુસ્થાનમાં તો ઘણું જોવા જાણવાનું છે. કાશ્મીરનો પ્રદેશ તો એવો સુંદર અને રમણીય છે કે 'કલાપી' નામના એક લેખકે તેને સ્વર્ગ કહ્યો છે. કલાપીનું 'કાશ્મીરમાં પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્નું' એ પુસ્તક વાંચશો તો તમને તે બહુ ગમશે.

આ હિન્દુસ્થાન એક દેશ છે, તેવા ઘણા દેશો મળીને ખંડ થાય છે. હિન્દુસ્થાન એશિયા ખંડમાં છે. ૯ મે પાને એશિયા ખંડનો નકશો છે, જુઓ.

આપણા રાજા અંગ્રેજ સરકાર કાંઈ એશિયા ખંડના રહીશ નથી–તેઓ તો બીજો એક તેવો ખંડ છે ત્યાંના રહીશ છે. તે ખંડને યુરોપ કહે છે. ૧૦ મે પાને તેનો નકશો આપ્યો છે. યુરોપમાં ઈંગ્લાંડ નામનો દેશ છે, ત્યાંના રહેવાશી છે. ફીરંગીઓ પોર્ટુગાલના રહીશ છે. તે પોર્ટુગાલ દેશ પણ યુરોપમાં છે. ઈંગ્લાંડ તથા પોર્ટુગલ યુરોપના નકશામાં શોધી કાઢો.

એશિયા યુરોપના જેવા બીજા પણ ખંડો છે તે બધા પૃથ્વી ઉપર છે–પૃથ્વી ત્યારે કેટલી બધી મોટી હશે! તેમાં કેવું જાણવા જોવાનું હશે! એ બધું જાણવાનું મન થતું હોય તો ભૂગોળ વિદ્યા બરાબર ધ્યાન દઇને શીખવી. ભૂગોળ વાંચવાથી ઘેર બેઠાં બધા દેશોની વાત જાણી શકાય છે. ભૂગોળ વિદ્યાનાં પુસ્તકોની પેઠેજ મુસાફરીનાં, દેશનાં વર્ણનનાં, એવાં એવાં પુસ્તકો વાંચવાથી પૃથ્વી સંબંધે જાણી શકાય છે. તેવાં પણ ઘણાં પુસ્તકો છે. કાઠીયાવાડનાં ગોંડળ નામનાં રાજ્યનાં હાલનાં રાણી સાહેબ અ. સૌ. નંદકુંવરબાએ 'ભૂમંડળ પરિક્રમ' નામનું પુસ્તક રચ્યું છે તેમાં દુનિયાંના દેશો લોકો વગેરે વિષે સારૂં વર્ણન છે. મોટા થાઓ ત્યારે તેવું તેવું વાંચવાની ટેવ રાખશો તો ઘણું શીખશો અને આનંદ મેળવશો.

# મુંબઇનાં ત્રીજાં ધોરણ માટે
# ભૂગોળ.

## અનુક્રમણિકા.

### ભાગ ૧. બીજા ધોરણ માટે.

## નકશાઓ—અનુક્રમણિકા.

એન. એમ. ત્રિપાઠી એન્ડ કુંપની. મુંબાઇ.

---

દરેક માતા, પિતા, અને શિક્ષકે અવશ્ય વાંચવા લાયક

## કિન્ડર ગાર્ટન

સંબંધે ૭ લેખો.

લખનારઃ—હિમ્મતલાલ ગણેશજી અંજારિયા,

એમ. એ., એલ.એલ.બી.

મુંબાઈ મ્યુનિસિપલ ગુજરાતી સ્કુલના સુપરીન્ટેન્ડન્ટ.

પાના ૭૮; લિમ્પ બાઇન્ડીંગ, સુંદર છપાઈ.

કિમ્મત આના ૭. ટપાલ ખર્ચ જુદું.

---

લૉર્ડ ચેસ્ટરફીલ્ડનો

## પોતાના પુત્રપ્રતિ ઉપદેશ

તથા

કોલ્ટૉન્ રચિત્ સંક્ષિપ્ત સુવાક્ય.

ભાષાંતર કર્તાઃ—સ્વ. રા. સા. હરિદાસ વિહારીદાસ દેસાઈ,

ગો. વિ. દેસાઇ અને સ્વ. પ્રો. મ૦ ન૦ દ્વિવેદી.

કિમ્મત. રૂ. ૧–૮–૦

---

ગુજરાતી સાહિત્યમાં નવો વધારો, વિદ્યાર્થિઓ

તથા શિક્ષકોને અત્યંત ઉપયોગી

કેળવણી ખાતાંએ મંજુર કરેલું

## પ્રાણિમાત્રનું વાગકરણ.

## ANIMAL KINGDOM

( Classification. )

દરેક જાતનાં પ્રાણીની ટુંક સમજુતીની બુક તથા નકશા સાથે.

કિમ્મત. રૂ. ૦–૬–૦

લખનાર :—ભાનુસુખરામ નિર્ગુણરામ મ્હેતા.

# નાટય કથારસ.

## શેકસ્પીઅર કથા સંગ્રહ.

"નાટય કથારસ સરસ જે, ઉત્તમ કવિ ઉદ્દગાર;
વાર્તા રૂપે વર્ણવ્યા; વાંચો વારંવાર."

આવૃત્તિ બીજી. કીંમત રૂ. ૦-૧૨

અનુક્રમણિકા.



## બાળકો માટે પુસ્તકો.

શિશુસદ્બોધમાલા. ભાગ. ૧, ૨, ૩. (દરેકના) ... ૦
ભોજ અને કાલીદાસ ... ... ... ... ૪
બાલકોને આનંદ. ભાગ ૧ તથા ૨ ... ... ૧
ફરજ ... ... ... ... ... ... ૧
બાલસ્વભાવ ... ... ... ... ૦
ટુંકી કહાણીઓ. ભાગ ૧—૨ ... ... ... ૧
રત્નગ્રંથી. (યુવાનો માટે બોધદાયક વાતો)... ... ૦
નવી જીંદગી. ... ... ... ... ૨
ચંડાળ ચોકડી (શેરલોક હોમ્સનું નવું પરાક્રમ) ... ૦ ૧
સારી રીત ભાત. ... ... ... ... ૦
કાઉંટ ટોલ સ્ટોઈની વાતો. ... ... ... ૦
નવરંગી બાલકો ... ... ... ... ૦
બાલકાવ્ય. ... ... ... ... ... ૦
બાલ સદ્બોધ વાર્તા શતક. (છપાય છે.)
સુશીલ યાને બાલ સદ્બોધ. ... ... ... ૦